(કચ્છાધિપતિ સર ખેંગાર

 મણકો ૧ લો

# बुद्धदेव चरि

મૂળ બંગાલીમાં.

શ્રીકૃષ્ણકુમાર મિત્ર પ્રણીત

તેનું ભાષાન્તર કર્તા

**નારાયણ હેમચંદ્ર.**

અમદાવાદમાં પાનકોરને નાકે ઘાંચીની વાડીમાં

“ઍંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસ”માં

**નથુભાઈ રતનચંદ મારફતીયાએ**

ઈ. સ. ૧૮

# बुद्धदेव चरित.

## પ્રકરણ ૧ લું.

### જન્મ કથા.

નેપાલના દક્ષિણ ભાગમાં હાલના ગોરક્ષપુરની પાસે કપિલવસ્તુ નામનું એક શહેર હતું‡. એક નાની નદી હિમાલયની તળેટીમાંથી ઉત્પન્ન થઈને લગભગ પંદર કોશ અતિક્રમ કરી શહેરના પાદદેશ ધોતી દક્ષિણ પૂર્વ તરફ વહેતી હતી. આ નદીનું પ્રાચીન નામ રોહિણી હતું પણ તે હાલ કોહાના નામથી પ્રસિદ્ધ થઈ છે. કપિલવસ્તુ એક પહાડી રાજ્યની રાજધાની હતું. એની ઉત્તરમાં હિમાલયના મોટાં મે[illegible] શિખરો આકાશને ભેદીને અનંત આકાશમાં [illegible] ગયાં હતાં. મંગોલીય જાતિ આ ભૂભાગમાં વસી[illegible] વેતનું સુખ દુ:ખ અનુભવતી પહાડી જીવન ગ[illegible] હતી. પશ્ચિમમાં પંજાબ સુધી ફેલાયલું આર્ય

‡ કપિલવસ્તુનું હાલનું નામ "નગર ખા[illegible]

એનું પવિત્ર કીર્તિક્ષેત્ર મગધના પ્રબલ શત્રુને હરાવી રાજ્ય ગૌરવથી ફુલ્યું હતું. પ્રથમ ભૂમંડળના વિખ્યાત મગધરાજા ધીરે ધીરે સ્વગૌરવનો આરંભ કરતા હતા. આવી રીતે પ્રબલ બહાદુર જાતિથી ઘેરાયલા ઈક્ષ્વાકુથી ઉતરેલા શાક્યકુલના રાજાઓ કપિલવસ્તુના રાજ્યમાં રહેતા હતા.† શાક્યો ખેતર ખેડીને અને પશુપાલન કરીને પોતાનું ગુજરાન કરતા અને કોઈ વેળાએ લડાઈખોર પહાડી લોકની સાથે અને કોઈ વખતે આસપાસના શત્રુઓની સાથે લડાઈમાં નિયુક્ત રહેતા.

ઈ૦ સ૦ પૂર્વે ૬૦૦ વર્ષની પહેલાં શાક્યકુલમાં ...દ્ધોદન નામનો રાજા રાજ્ય કરતો હતો. શુદ્ધોદન ...રમ ધાર્મિક હતો. તેના રાજમાં શાક્યકુલ ધન અને ...યમાં પરિપૂર્ણ થયું હતું; સુખ અને શાન્તિ, પ્રેમ ... પુણ્ય દેશમાં સર્વત્ર બિરાજી રહ્યાં હતાં. પ્રજાના

---

† કહેવાય છે કે ઈક્ષ્વાકુ વંશનો એક મનુષ્ય પિ...ાસ્ત થઈને ગૌતમવંશના કપિલ મુનિના આશ્ર...ક ઝાડમાં છુપાઈને રહેતો, તેનાથી એ કુલ...ે ગૌતમ બન્ને નામથી પ્રખ્યાત થયું હતું.

કલ્યાણમાં શુદ્ધોદન રાત્ર દિવસ ગુંથાયલો રહેતો હતો. ગરીબના ઉપર જુલમ ને દુઃખીના ઉપર નિગ્રહ ને તેમના પુણ્ય રાજમાં જગા મળતી નહોતી. ધનવાન અને ગરીબ, જ્ઞાની અને મૂર્ખ તેમના રાજ્યમાં પરમસુખથી કાળ ગાળતા હતા.

કપિલવસ્તુની પેલે પાર કલિ નામનું એક નાનું રાજ્ય હતું. દેવદહ નગર એ રાજ્યની રાજધાની હતું. શુદ્ધોદને કલિરાજા અંજન રાજની મહામાયા અને પ્રજાવતી નામની બે કન્યાની સાથે વિવાહ કર્યો હતો. પ્રજાવતીનું બીજું નામ ગૌતમી હતું. મહામાયા રૂપમાં અને ગુણમાં અતુલનીય હતી. તે સ્વામી પ્રિયકારિણી, દાસદાસીના પ્રતિપ્રિયભાષિણી, નગરના રહેવાસીને આનંદદાયિની હતી. તે જે સંસારની ગૃહલક્ષ્મી હતી ત્યાં ઝગડો કંકાસ, અદેખાઈ દ્વેષ પ્રવેશ કરવા પામતાં નહોતાં. વિનયની મૂર્તિ, સત્ય બોલનાર, મધુર ભાષણ કરનારી મહામાયા આનંદનો ઝરો, સ્નેહની નદી, સરલતાનો પ્રવાહ હતી. દુઃખીને આશ્રય, અસહાયની સહાય, તાપિત જનોની સંતાપહારિણી હતી.

મહારાજા શુદ્ધોદન સર્વદા દુઃખસાગરમાં

ગ્ન રહેતો હતો, તેને વળી શેની ખોટ હતી? ધનાગાર રત્નથી ભરપૂર હતું; સગાવહાલાં, દાસદાસી, હાથી ઘોડા સાથે રાજભવન આનંદનું ભવન હતું; શરીરના બળ અને દેહના સૌન્દર્યમાં તે અદ્વિતીય હતો. ત્યારે મહારાજા શુદ્ધોદનને શેની ખોટ હતી? જીવનની ચિર સહચરી મહામાયા પ્રાણને આરામ દેનારી, રૂપ અને ગુણમાં મનને મોહિત કરનારી, સર્વ ગુણમાં અલંકૃત હતી. ત્યારે મહારાજા શુદ્ધોદનને શેનું દુઃખ હતું? આખા રાજ્યમાં શાન્તિ અને સુનિયમ, વસુન્ધરા અનાજથી ભરપૂર, પ્રજાના ઘરમાં આનંદોત્સવ વળી રાજ્યની અંદર અસંતોષનું નામ નહોતું, રાજ્યની બહાર શત્રુ નહોતા. ત્યારે મહારાજાના અનુતાપનું શું કારણ તું? જાણીજોઈને કોઇનું પણ કંઈ અનિષ્ટ કર્યું નહોતું, સત્ય અને અન્યાયના કાર્યમાં કદીપણ તેણે હાથ યો નહતો, પાપથી હૃદય મન કલંકિત કર્યાં નહોતાં, શામાટે રાજા સર્વદા ખેદિત રહેતો હતો,? ત્યારે ટે રાજપુરીના આનંદ કોલાહલમાં વિષાદની કૃયા જણાતી હતી? મહારાજાએ બે વિવાહ કપણ બન્નેને કાંઇપણ સંતાન ન હતું. મહારાણી ૨ ૪૪ વર્ષની થઇ હતી તો પણ પુત્રનું મુખ

જોવા પામી નહોતી. ઉમ્મર વધવાની સાથે મહારાજનું મન ઉંડા શોકમાં ઘેરાવા લાગ્યું. પુત્ર વિના નરકથી બીજો કોણ ઉદ્ધાર કરશે, એ વિચારથી દિવસે દિવસે શરીર દુર્બલ થવા લાગ્યું. પરંતુ જે મનુષ્યની શક્તિની બહાર છે, ઈશ્વરકૃપા વિના જ્યારે પુત્રનું મુખ જોવાતું નથી, ત્યારે તે વિષયમાં દુઃખ કર્યાથી શો ફાયદો? રાજા અને રાણી, શાક્યરાજકુલનો આ વેળાએ લોપ થશે એવો વિચાર કરીને છેલ્લા દિવસની વાટ જોતાં હતાં.

કપિલવસ્તુ નગરમાં દક્ષિણાયનોત્સવનો મહારંભ થઈ રહ્યો છે. શાક્યો કામ ધંધો પડતાં મૂકી ઉત્સવમાં ઉન્મત્ત થઈ પડ્યાં છે. ચારે બાજુએ પુષ્પના સુંદર તોરણ, સુરમ્ય ફૂલના સુંદર કુંજ, રાજમાર્ગની બન્ને તરફ પુષ્પની માળા, પ્રત્યેક ઘર કુસુમથી આચ્છાદિત, ઘેરેઘેર પુષ્પનાં બિછાનાં, નરનારી ફૂલો ઘરેણાથી સુશોભિત, આખું શહેર પુષ્પના વાસથી હેકી રહ્યું છે. રાણીની વય વધી તો ગઈ છે પરંતુ વિચારથી આવા ઉત્સવમાં સામેલ કોણ ન થાય? ઉત્સવ તરંગમાં શરીર ડુબાવતાં છ દિવસ વીતી ગયા. સાતમે દહાડે સૂર્યોદય થતાં પહેલા બિછાનાપર

ઠી સુગંધમય પાણીથી નાહી રાણીએ ઘણા પ્રકારનાં દાન આપ્યાં. રાત્રીએ નાના પ્રકારના અલંકાર ધારણ કરી મનોહારિણી નીલ સાડી પહેરીને તેણે રાજાના પ્રમોદના ઓરડામાં પ્રવેશ કર્યો અને તે મહેલના સુંદર ઓરડામાં રાજ શય્યાપર સુતેલી મહામાયાને ઉંઘમાં સ્વપ્નુ આવ્યું કે " ચાર સ્વર્ગના દૂત તેનું સુકોમળ બિછાનું ઉપાડીને હિમાલયના શિખર ઉપર લઈ ગયા અને ૬૦ યોજન લાંબા સુવર્ણ પ્રાન્તરમાં સાત યોજન જાડા શાલના ઝાડની નીચે તેને ઉતારીને તેઓ માનપૂર્વક દૂર ઉભા રહ્યા. ત્યારપછી દૂતોએ મહારાણીનું પાર્થિવ કલંક દૂર કરવા માટે તે-ને દિવ્ય સરોવરના પાણીમાં સ્નાન કરાવીને પરિશુ- કરી. તેઓએ દિવ્યવસ્ત્ર પહેરીને, સુગંધથી ચારે જુએ પરિમલ પસારી સ્વર્ગીય પુષ્પથી સજ્જિત ને અનુપમ લાવણ્ય ધારણ કર્યું. શાલવૃક્ષથી થોડે પાના પર્વત ઉપર સોનાના મહેલમાં સ્વર્ગીય શ- બિછાવી, મહામાયા તેના ઉપર સુતી. તેવામાં બ- જેવો સફેત એક હાથી તેની સફેત સુંઢમાં સ- મ ધારણ કરી ગંભીર ગર્જનાથી ચારે બાજુ ન કરતો કરતો તે મહેલમાં આવ્યો અને ત્ર-

ણવાર માથું નીચું કરીને મહારાણીનું દક્ષિણ પાસું ફોરી તેના ગર્ભમાં પેઠો" આ સ્વપ્નુ આવતાં મહામાયાની નિદ્રા ઉડી ગઈ. તેણે આનંદથી વિહ્વલ થઈ રાજાને સ્વપ્નાનું વૃત્તાન્ત કહ્યું. રાજાએ સ્વપ્નાનો મર્મ જાણવા માટે ૬૪ જ્યોતિષોને બોલાવ્યા. બ્રાહ્મણોએ સ્વપ્નાનો સાર સાંભળી કહ્યું, "મહારાજ! ચિંતિત થશો ના, રાણી સગર્ભા થઈ છે. આ ગર્ભમાં આપને પુત્ર થશે. જો આ પુત્ર ગૃહધર્મ પાલશે તો સાર્વભૌમ રાજા થશે; જો ધર્માશ્રમ ગ્રહણ કરશે તો પૃથ્વીનું અજ્ઞાનતા અને પાપનો બોજો હરણ કરશે"

આજ ઉત્સવનો છેલ્લો દિવસ છે. આજ પુનેમ છે. આજ સુંદર પવન ચારે બાજુએ આનંદ વહન કરે છે. આજ પક્ષીઓ આકાશમાં ગાતાં ફરે છે. આજ ચદ્રમા દિવ્યકાંતિ ધારણ કરી ત્રિભુવન સ્ફટિક જ્યોત્સ્નામાં તણાય છે. આજ પુષ્પો જલસ્થલ સમુજ્[illegible] કરી પ્રસ્ફુટિત થયાં છે. આજે ઝાડની ડાળીઓ વેલોને પાતરે પાતરે કુસુમના ગુચ્છ ખીલી ધરા[illegible] દિવ્ય અને સુગંધથી આનંદિત કરેછે. સ્થાવર,[illegible]મ, ચેતન, અચેતન સર્વે આજે મત્ત થઈ મહ[illegible] આવા શુભદિવસે મહામાયા સગર્ભા થઈ. રાજા[illegible]

કોણ વર્ણવે? આખા રાજ્યનાં માણસો એક તો ક્યારનાં ઉત્સવમાં મત્ત થયાં હતાં, તેમાં વળી આવા સુસમાચાર સાંભળ્યાથી તેમની ખુશીનો પાર રહ્યો નહિં. નગરોત્સવાનંદ ઉન્મત્તકારી જયધ્વનીથી પરિપૂર્ણ થયો. તે જયધ્વનિએ ચારે બાજુની પર્વત માળામાં પ્રતિધ્વનિત થઈ પર્વતના ઉપરના પર્વત તેની ઉપરના શિખરને મહા શબ્દથી નિનાદિત કરી અનંત આકાશને છાઈ નાંખ્યું. બંદીવાનો ઘણાં વર્ષના કેદખાનામાંથી મુક્ત થઈ તે આનંદમાં સામેલ થયા. ભિક્ષુકને ઘણુંજ ધન મળ્યાથી આનંદની રેલી ચાલી. રાજા અને રાણીના આનંદની વાતનું બીજું શું વર્ણન કરીએ? ભગ્ન હૃદયની આશા પૂર્ણ થયાથી જેવો આલ્હાદ થાય છે, મૃત પુત્રમાં જીવન સંચાર થયાથી ખી માતાને જેવો આનંદ થાય છે તેવો આનંદ રા- અને રાણીને આજે થયો. તે આનંદનું વર્ણન શું ે? વાંચનાર! તુંજ કલ્પનાની આંખથી જો.

૪૫ વર્ષની ઉમ્મરે મહામાયા ગર્ભવતી થયાથી દિવસે વધારે લાવણ્યવતી થતી ગઈ. રૂપવાન, અને ધાર્મિક પુત્રની કામનાથી સર્વદા પ્રભુ-ણી અને ભગવાનમાં નિવિષ્ટ ચિત્ત થઈને

રહેતી હતી. કોઈ પણ નિષિદ્ધ પ્રવૃતિ તેના હૃદયને સ્પર્શ કરવા સમર્થ થતી નહોતી. આવી રીતે પવિત્ર રહી સ્વામીના આદર અને મમતામાં ઉત્ફુલ્લ ચિત્તથી તેણે નવ મહીના ગાળ્યા. દશમો મહીનો બેઠો. એક દિવસે મહામાયાએ રાજાને કહ્યું "રાજન ! હવે મારે પિયર દેવદહ નગર જવું મારે ઉત્તમ છે." રાજાએ પણ એ સદ્ વિવેચના સિદ્ધ સમજી રાણીના કહેવામાં સંમતિ આપી. કપિલવસ્તુથી દેવદેહ સુધી રાજમાર્ગ સમાન કર્યો. કેળનાં ઝાડનાં તોરણ અને દરવાજાથી પાણીથી ભરેલા કુંભ અને વૈજયંતીથી રાજપંથને અલંકૃત કર્યો. મહારાણી સોનાના રથમાં બેશી ઘણા ચાકર નફર સાથે પિયર જવા નિકળી. માર્ગમાં લુંબિની નામના આનંદદાયક બગીચાનું સૌંદર્ય જોઈ રાણીનું ચિત્ત મુગ્ધ થયું. ફળ પુષ્પના ભારથી નમેલાં ઝાડોની સૌંદર્યતા, ભ્રમરવૃન્દનો આનંદનો ઉચ્છ્વાસ પક્ષીઓનો સંગીત ઉલ્લાસ ના ચિત્તને ખેંચવા લાગ્યાં. રાણી આરામ લેવા બગીચામાં ઉતરી. તે અહિંથી તહિં જરા ફરીને કાનનમાં ગઈ. શાલવૃક્ષનાં નવાં પાંદડાં તોડવા હાથ લંબાવે છે તેટલામાં તેને ગર્ભવેદના થવા

અને ઉભાં ઉભાં એક પુત્રને પ્રસવ આપ્યો. ખ્રિસ્તના પહેલાં છસો વર્ષ ઉપર વસંતઋતુમાં પુનેમને દિવસે શાલના ઝાડની નીચે બુદ્ધદેવ આ પૃથ્વીમાં અવતર્યા‡.

મહામાયાને પુત્ર પ્રસવ્યો એ ખબર થતાંજ કપિલવસ્તુ અને દેવદેહના રહેવાસીઓ નગરને ખા-

---

‡ પૃથ્વીમાં ધર્મ સ્થાપનારાઓના જન્મ અલૌકિક રૂપથી હમેશાં વર્ણિત થયલા જોવામાં આવે છે. બુદ્ધના જન્મ વૃત્તાંતને નાના પ્રકારના અલૌકિક અને અવિશ્વાસ્ય બનાવથી ભરપૂર કર્યા છે. કહેવાય છે કે, બુદ્ધનો જન્મ થતાંજ દેવતાઓએ તેની વંદના કરી હતી. અને બુદ્ધ સાત પગલાં ચાલીને બોલ્યા હતા કે, "હું ભૂમંડલમાં સર્વથી શ્રેષ્ઠ છું." આવું કહીને પર્વત કાનન કંપાયમાન કરીને ગર્જના કરી ગયા હતા.

કિયા વર્ષમાં બુદ્ધદેવ જન્મ્યા હતા તેનો પત્તો નથી. યુરોપના પંડિતોની શોધથી નક્કી થયું તેઓ ઘણું કરીને ૫૫૦ ઈ૦ સ૦ ની પૂર્વે હતા.

લી કરી બગીચાની તરફ દોડ્યા. નરનારીની આનંદ-ધ્વનિથી વિજન કાનન શબ્દાયમાન થઈ ગયું. સર્વ એકત્ર થઇને જયધ્વનિ સહિત રાજમાતા અને રાજપુત્રને કપિલવસ્તુ લઈ ચાલ્યા. સુમધુર વાદ્ય-ધ્વનિ, સ્ત્રીઓનાં મંગલ ગીત, બંદીઓનાં સ્તુતિકીર્ત્તનથી આખા નગરમાં આનંદ વર્ત્યો. શહેરના રહે-વાસીઓ, એ બાળકને આશીર્વાદ દઈ પોત પોતાને ઘેર ગયાં*

---

* અહિંઆ એક સુંદર આખ્યાયિકા છે કે, જ્યારે પૃથ્વીમાં બુદ્ધનો જન્મ થયો ત્યારે શુદ્ધોદનના પરમ હિતૈષી કાલદેવલ નામના ઋષિ મધ્યાહ્નનું ભોજન જમી સ્વર્ગમાં વિશ્રામ કરવા ગયા હતા. ત્યાં જઇ-જુએ છે તો દેવદૂતો ઘણાજ આનંદમાં નિમગ્ન થ હતા. તેનું કારણ પૂછ્યાથી તેઓ બોલ્યા, "શુદ્ધો ને એક પુત્ર થયો છે. આ પુત્ર બુદ્ધિ-તરૂ મ બેશીને બુદ્ધ થશે અને પૃથ્વીમાં ધર્મ રાજ્ય સ્થ કરશે. અમે તેની પતિતપાવની શક્તિ અને તથી ભરેલી વાત સાંભળીશું, એટલા માટે આં નંદિત થઇએ છિએ."

મહર્ષિ આ વાત સાંભળીને જલદીથી રાજભવન તરફ ગયા. ત્યાં જઇને તેમણે રાજાને કહ્યું, "હે રાજન! મેં હમણા સાંભળ્યું છે કે, તમને એક પુત્ર થયો છે, તેમને જલદીથી લાવો." રાજા આનંદની સાથે મહર્ષિને પ્રણામ કરાવવા માટે પુત્રને લઈ આવ્યો. પુત્રે પ્રણામ કરવાનું તો એક બાજુએ મૂક્યું ઉલટો મહર્ષિના માથા ઉપર પગ મૂક્યો. કારણ બુદ્ધિસત્વના પ્રણામ યોગ્ય કોઈ નથી. પ્રણામ કરત તો મહર્ષિનું માથું ચીરાઈ જાત. "પોતાનો નાશ પોતે કોણ કરે" આમ કહીને કાલદેવલે બાળકને પ્રણામ ર્યાં. આ જોયાથી રાજાએ પણ પોતાના પુત્રને પ્રણામ કર્યાં.

ત્રિકાલજ્ઞ મહર્ષિએ યોગનેત્રથી ભવિષ્યની ઉપર કરી જોયું તો "આ બાળક નિશ્ચય બુદ્ધ થશે." મનમાં આવતાંજ હસતાં હસતાં તે બોલ્યા, અતિ આશ્ચર્યકારક બાળક છે." પરંતુ તરત તુ મોં ઝાંખુ થઈ ગયું, નિશ્વાસ નિકળવા લાર્ષિની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. તેથી

તેના ગાલ ભીંજાયા. સઘળા માણસોએ આ બનાવ જોઇને આશ્ચર્ય પામી ભયભીત થઇને પૂછ્યું, "મહર્ષિ! આપ પહેલાં તો હસતા હતા અને હમણા આમ રુવો છો. કેમ? હમારા પ્રભુના પુત્રને કંઈ અશુભ બનાવ બનશે કે શું?" મહર્ષિએ કહ્યું, "બાલકને કાંઈ પણ અમંગળ થશે નહિ; એ નિશ્ચય બુદ્ધ થશે. પરંતુ જ્યારે એ બુદ્ધ થશે ત્યારે હું આ પૃથ્વીમાં રહેવા પામીશ નહિ એ દુ:ખથી રોવું છું."

મહર્ષિનો ભાણેજ નાલક આ બાળકનું બુદ્ધત્વ જોશે એમ યોગ નેત્રથી જોયાથી બાળકને વંદના કરી મહર્ષિ પોતાની બહેનને ઘેર ગયા અને નાલકને કહેવા લાગ્યા, "રાજા શુદ્ધોદનના પુત્ર ૩૫ વર્ષ પછી બુ[illegible] થશે. તું તે જોઈશ, એટલા માટે આજથી સંસાર [illegible] ગ કર." નાલકની પાસે પુષ્કળ ધન દોલત હતાં, [illegible]તુ મહર્ષિના કહેવાથી તેણે સર્વ ત્યાગ કર્યું. ભગ[illegible] સ્ત્ર પહેરી હાથમાં માટીનું વાસણ લઈ મુંડિત [illegible] બુદ્ધનું દર્શન કરવાની ઈચ્છાથી ઘરમાંથી નિ[illegible] નાલકે અંતે બુદ્ધ પાસેથી પરિત્રાણનો મૂળ મં[illegible]

કર્યો. જે સ્વામીના નયનનો પ્રકાશ હતી અને તેને સ-ર્વદા આનંદ આપનારી હતી, જે ગૃહની લક્ષ્મી અને દાસ દાસીની કલ્યાણ કરનારી હતી, જે સગા વહાલાંના હૃદયને રંજન કરનારી અને શહેરના રહેવાસીઓ-નું હિત કરનારી હતી, તે આનંદોત્સવમાં આલોક-ને છોડી સર્વને શોક સાગરમાં નાંખી પરલોક જતી રહી; આનંદના ઘરને સાંકળ દેવાઈ. અસ-મયે પ્રસવ સ્થાન પરિત્યાગ કર્યાથીજ તેનું મરણ નિ-પજ્યું તેમાં કંઈ પણ સંદેહ જણાતો નથી.



---

નશ્વર દેહનો ત્યાગ કર્યો.

[1]મહર્ષિ ગયા પછી રાજાએ કહ્યું, "પુત્ર! ઈન્દ્રાદિ
ી તમે વંદિત થયા. ઋષિઓથી તમે પૂજિત થ-
ે સર્વ લોકના વંદ્ય છો. હે વિભો! હું પણ તમા-
ા કરું છું"

## પ્રકરણ ૨ જું.

### બાલ્ય જીવન.

મહારાજા શુદ્ધોદને પુત્રનું મુખ જોઈ ઘણાં યત્ન કરી જીવનની હમેશાંની સહચરી મહામાયાના મૃત્યુનો શોક સમાવ્યો. રાજાની બીજી સ્ત્રી ગૌતમીએ બુદ્ધનું લાલન પાલન કરવાનો ભાર મહાનંદથી ધારણ કર્યો. બુદ્ધ દહાડે દહાડે વધવા લાગ્યો. તેમની દિવ્ય કાંતિ અને સુરૂપ લાવણ્ય ખીલવા લાગ્યાં.

બુદ્ધનું નામ પાડવાનો સમય આવ્યો. શુદ્ધોદને વિચાર કર્યો કે જેના જન્મવાથી મારી સર્વ આશા પૂર્ણ થઈ છે તેથી "સિદ્ધાર્થ" નામ તેને યોગ્ય છે. આમ વિચાર કરી પુત્રનું નામ સિદ્ધાર્થ પાડ્યું. ઘણી ધામધુમથી નામ પાડવાની ક્રિયા પૂરી થઈ; એ અ-વસરે કપિલવસ્તુ નગરમાં કોઈ પણ દરિદ્ર રહ્યું ન-હિ. અર્થાત્ જેની જે ઈચ્છા હતી તે તેને આપવા આવ્યું હતું†.

---

† નામ પાડવાની વેળાએ રામ, ધ્વજ, મં કોંડાન્ય, ભોજ, સુયામ અને સુદત્ત નામના અ

કાલે કરી કુમાર -હૃષ્ટ પુષ્ટ અને બલિષ્ટ થવા લા-

---

વજ્ઞ અને જિતેન્દ્રિય બ્રાહ્મણોને નોતર્યા હતા. તેઓ-માંથી સાત જણાઓએ બે આંગલી ઉંચી કરીને કહ્યું, "જેના શરીર ઉપર આવાં લક્ષણો હોય એને તે જો ગૃહાશ્રમી થાય તો તે ચક્રવર્તી રાજા થાય, અને જો તે સંન્યાસાશ્રમ ગ્રહણ કરે તો બુદ્ધ થાય." આ બ્રાહ્મણોમાં સર્વથી નાના કોંડાન્યે એક આંગળી ઉંચી કરીને કહ્યું, "આ બાળક કદી પણ ઘરમાં રહેશે નહિ. હું નિશ્ચય કરી કહું છું કે એ બુદ્ધ થશે અને પૃથ્વીમાંથી પાપ અને અજ્ઞાનપણું દૂર કરશે."

એ સાંભળી રાજાએ પૂછ્યું "શું જોયાથી મારો પુત્ર સંસાર છોડશે તે કહી શકો તો કહો." બ્રાહ્મણોએ કહ્યું, "જરા જીર્ણ વૃદ્ધ, રોગથી પીડાતો મનુ-ય, મરેલો માણુસ અને ભિક્ષુક આ ચાર ચિન્હ જો-ને સંસારનો ત્યાગ કરશે." એ સાંભળી રાજાએ મ-ાં વિચાર કર્યો કે આજથી મારો પુત્ર તે જોવા નહિ એનો બંદોબસ્ત કરૂં. બુદ્ધ થવામાં શો લા- હું તો પુત્રને આખી પૃથ્વીનો રાજાધિરાજ ી અભિલાષા કરૂં છું. આવો વિચાર કરી શહે-

ગયો અને તેણે સુસમયે વિદ્યા શિખવાનો આરંભ કર્યો.

---

રની ચારે બાજુએ એક એક કોશને આંતરે પ્રહરી-ઓને બેસાડ્યા. પ્રહરીઓને કહી રાખ્યું કે જરાજીર્ણ વૃદ્ધ, રોગથી પીડાતો મનુષ્ય, મરેલો માણસ અને ભિક્ષુક એ ચાર જણને તારી હદમાં આવવા દેતો ના. શુદ્ધોદન ! વિધાતા જેને એક તરફ ખેંચવા ઈચ્છે છે તેને રાખવો એ મનુષ્યની શક્તિથી બહાર છે. તેને આ દુનિયામાં કોઈ પણ અટકાવી શકતું નથી.

નામ પાડવાને દિવસે પુષ્કળ શાક્યોએ પોત પોતાના પુત્રને આમ બોલીને રાજપુત્રને અર્પણ કર્યા "જો તમે બુદ્ધ થાઓ તો આ ક્ષત્રિય, સંન્યાસીને ઘેરીને રહેશે, અને જો ચક્રવર્તી રાજા થાઓ તો એ સભાસદ થઈને રહેશે.

બ્રાહ્મણોએ પોત પોતાને ઘેર જઈને પોત પોતાના પુત્રોને કહ્યું, "અમે તો વૃદ્ધ થયા છિયે. રાજપુત્રને બુદ્ધત્વ થાય ત્યાં સુધી જીવીશું કે નહિ તે અમે જાણતા નથી. પરંતુ તમે તેમના ધર્મનું અનુસરણ કરજો." કોંડાન્યની થોડી ઉમ્મર હતી. તેણે પોતાની સર્વ સંપત્તિનો ત્યાગ કરી ઉરૂબિલ્વ વનની રમણીયતા જોવા માટે

ત્યાં કુમારસ્વભાવે ધીર અને પ્રશાંત હતો, બાળકપણુની ચપલતા તેનામાં જોવામાં આવતી નહોતી. બીજાં બાળકની પેઠે તે રમતીઆળ નહતો, ટૂંકામાં થોડા દિવસની અંદર વિદ્યા ભણવામાં તેણે ઘણીજ ઉન્નતિ મેળવી.

ઉમ્મર અને જ્ઞાન વધવાની જોડે કુમાર ગંભીર થયો. તેને નિર્જ્જન જગામાં રહેવું પસંદ હતું. શહેરની કૃત્રિમ ખૂબસુરતીનો ત્યાગ કરી કુદરતની ખૂબસુરતીવાળી સુંદર જગાએ રહેવામાં અનુરાગી થયો. કોઈ કોઈ વખતે રાજભવનમાંથી નિકળી છેટેના ખેડુતના ગામડામાં જતો રહેતો અને એકલો મહાવિચારમાં મગ્ન થતો. સોબતીઓના બોલવા છતાં તેની તરફથી કંઈ જવાબ મળતો નહતો. બાલ્યાવસ્થાથી રા-

---

રહી પાપની સાથે સંગ્રામ કરવામાં પ્રવૃત્ત થયો, અને બુદ્ધની વાટ જોવા લાગ્યો. જ્યારે તેણે સાંભળ્યું કે સિદ્ધાર્થે સંસાર ત્યાગ કર્યો, ત્યારે ઉપર કહેલા બ્રાહ્મણોના પુત્રોને સંસારનો ત્યાગ કરાવવા માટે ઉત્તેજન આપવા લાગ્યો. ત્રણ જણ સંસારનું બંધન કાપી શક્યા નહિ, બીજા ચાર જણાએ કોંડાન્યને નેતા બનાવી સંસારાશ્રમને ત્યાગ કર્યો. આ પાંચ સર્વથી શ્રેષ્ઠ શિષ્ય થયા.

જઐશ્વર્યે અને રાજવિલાસ કુમારની આન્તરિકભૂખ અને તરસ નિવારણ કરી શકયાં નહિ. નાની ઉમ્મ-રથીજ ભોગવિલાસ તેમને સુખ આપી શકતા નહોતા.

એક દિવસે રાજભવનમાં હળથી જમીન ખેડવાનો ઉત્સવ થવાનો હતો. રાજપુરીમાં જાણે વિવાહ થ-તો હોય એવી ધામ ધુમથી મહેલને શણગાર્યો હતો. જે દિવસે ઉત્સવ થનાર હતો, તે દિવસે સિપાઈસપ-રાઓ નવાં વસ્ત્ર અને સુગંધવાળી પુષ્પમાળા ધારણ કરી રાજભવનમાં એકઠા થયા હતા. રાજાના હજારો હ-ળ ત્યાં આણ્યા હતા. તેમાં એકસો સાત હળ રૂપાના અલંકારથી શણગારેલા હતા અને એક હળતો બ-ળદને બાંધેલી રાશ અને દંડ સાથે સોનાથી જડેલો હતો. રાજા, પુત્રને લઈ મેદાનમાં આવ્યો. ત્યાં ગાઢાં પ-ત્રોથી ઢંકાયલું એક જાંબુનું ઝાડ હતું. ઝાડની નીચે ઘ-ણીજ છાયા આવી રહી હતી. અહિં પુત્રનું બિછાનું પાથર્યું, તેની ઉપર સોનાનો અને મણિમુકતા ખ-ચિત ચદરવો પાથરી કેટલીક દાસીને કુમારની રક્ષા કરવાનું કહી રાજા હળ ખેડવા ચાલ્યો. આ ઉત્સવમાં રાજાએ સોનાનો હળ, સભાસદોએ પેલા એકશો સાત રૂપાના હળ અને ખેડુતોએ હળ ચલવ્યા. રાજા ખે-

તરના એક છેડાથી બીજા છેડા સુધી ખેડતો ચાલ્યો જાય છે, સાથેના સભાસદો તથા ખેડુતો આમ તેમ હળને ખેડે છે. આ ખુશનુમા તમાશો જોવા માટે આખી કપિલવસ્તુના માણસો ઘર છોડી આવ્યાં છે. દાસીઓ તો કુમારને એકલો મૂકી ખેતરમાં મઝા જોવા ચાલી ગઈ. કુમાર જાંબુડાંના ઝાડની નીચે ત્યાં કોઇને નહિ જોતાં ધ્યાનમાં મગ્ન થયો.

ઘણીવારે દાસીઓ આવીને જુએ છે તો કુમાર નિસ્પન્દ શરીરે, ધ્યાન સ્તિમિત લોચનથી બેઠો છે.‡ સર્વ રાજાને ખબર આપવા દોડી. પહાડી પેઠે અટલ, હવા નહિ આવતાં દીવાની જ્યોતની પેઠે નિસ્પંદ, તારાથી ઘેરાયલા ચંદ્રમા જેવા દિવ્ય કાંતિવાન્, અનુરાગોદ્દીપ્ત વદનવાળા કુમારને જોઈ રાજા આશ્ચર્ય પામ્યો, આશ્ચર્ય પામી તેને નમસ્કાર કર્યા. ધ્યાન ભંગ થયાથી કુમાર બોલ્યો, " પિતા! ખેતીનું કામ

---

‡ કહેવાય છે કે પૂર્વનો સૂર્ય પશ્ચિમ જતો રહ્યો હતો, ઝાડની છાયા બીજી બાજુએ ચાલી ગઈ હતી પરંતુ કુમાર જાંબુડાંના ઝાડની નીચે ધ્યાનમાં નિમગ્ન હતો તેની છાયા ગોળાકાર થઈ સ્થિર ભાવે રહી હતી.

કર્યાથી ઘણા જીવની હત્યા થાય છે ત્યારે એવાં કામનો આપ ત્યાગ કરો. આ તરૂણ ઉમ્મરમાં જીવ ઉપર દયા કુમારના હૃદયમાં જાગી હતી.

## પ્રકરણ ૩ જું.

## વિવાહ.

આ પૃથ્વી ઘણી વિચિત્ર છે! શાકાન્ન માલ જેનું હમેશનું ખાવાનું છે, ભાંગેલી ઝુપડીજ જેને માથું મુકવાનું ઠેકાણું છે, સેંકડો જગ્યાએ ફાટેલાં મેલાં વસ્ત્ર જેની લજ્જા નિવારે છે તે વિચાર કરે છે કે "રાજભવન સુખભવન છે! શોક અને દુ:ખ ભૂખ અને તરસ સમૂળગાં રાજભવનમાં પ્રવેશજ કરી શકતાં નહિ હોય." પણ શું એમ બનતું હશે કે ધન હોવાથી સર્વ દુ:ખ નાશ પામે છે આપણે બીજી તરફ જોઈયે તો જેઓ ભોગ વિલાસથી હૃષ્ટ પુષ્ટ થયા છે, ધનનું કષ્ટ કે અન્નનું કષ્ટ જેમણે આખી ઉમ્મરમાં જાણ્યું નથી, તેઓમાંથી પણ હજારો પુરૂષો સુખની શોધમાં ભિક્ષાપાત્ર હાથમાં લઈ સંસાર છોડી ચાલી નિકળ્યા છે. સર્વ પરિવર્તનમાં અપરિવર્તનીય છે, આખાસંસા-

રમાં, સાર મેળવવા માટે માનવ -હૃદયમાં કેવી એક સ્વાભાવિક અગાધ તરસ છે, તે તરસનો જ્યારે ઉદ્રેક થાય છે. ત્યારે ધનવાન માણસો પણ -હૃદયને સુખી કરી શકતા નથી. આશાની મોહ પમાડનારી શક્તિ પાપની કુહકિની માયા, સંસારની ચંચળતા મોહનું કઠણ આચ્છાદન ભેદી આત્મા જ્યારે જીવનના ભૂત ભવિષ્યના વિચારમાં મગ્ન થાય છે, જીવન પ્રહેલિકાનો તાગ લાવવામાં આત્મા જ્યારે નિયુક્ત થાય છે, ત્યારે -હૃદયમાંથી “અસાર સંસાર, અસાર ધન અને અસાર ઐશ્વર્ય ” એવો ભાવ નિકળે છે. આ અનંત બ્રહ્માંડમાં મનુષ્ય પોતાને અસહાય અને નિરાશ્રય સમજી બ્રહ્માંડના અવલંબન સર્વ શક્તિમાનની ઉપર આધાર રાખી નિશ્ચિન્ત થવા ચાહે છે. સંસારનું સુખ દુ:ખ અને ચંચળતા તેને સ્પર્શ કરવા પામેજ નહિ એમ તે ઈચ્છે છે.

સિદ્ધાર્થ બાલ્યાવસ્થાનો અતિક્રમ કરી જુવાનીમાં આવ્યો, પરંતુ સંસારમાં તેને સુખી કરી શકે એવું કાંઈ નહતું. ભોગ વિલાસમાં ઘેરાઈ સર્વ વિષયમાં નિમગ્ન ન થતાં, સર્વદા ઉન્મના થઈને રહેતો હતો, ધ્યાન તેને દિવસે દિવસે પ્રિય થવા લાગ્યું.

પુત્રનો આવો ભાવ જોતાં રાજા વિચારમાં પડ્યો એક દિવસે તે તેને હવે સાસાંરિક સુખ આપવું જોઈયે એવો વિચાર કરતો બેઠો હતો, તેટલામાં કેટલાક શાકય ત્યાં આવ્યા ને રાજાને કહ્યું, " મહારાજ ! કુમાર સાંસારિક વિષયમાં ઉદાસીન હોય એમ દેખાય છે. જલદીથી તેમનું લગ્ન નહિ કરશો તો તેમને સંસારમાં રાખવાજ કઠણ થઈ પડશે; વિવાહ શિવાય તેમને સંસારમાં અનુરક્ત રાખવાનો બીજો કોઈ ઉપાય હમે જોતા નથી." પ્રેમશૃંખલા સખ્ત લોખંડની સાંકળથી પણ મજબૂત છે, એ કોમલ પુષ્પનું બંધનજ તેને બાંધી શકશે. આ બધાંનો વિચાર કરી રાજાએ તેમના કહેવામાં સંમતિ આપી કુમારને અનુકૂળ કોઈ કન્યા શોધી લાવવાની આજ્ઞા આપી. ઘણા એક રાજાએ કુમારને પોત પોતાની કન્યા આપવાની ઈચ્છા પ્રકાશિત કરી. વિવાહ વિષયમાં રાજકુમારનો અભિપ્રાય પુછવા રાજાએ મંત્રીને કુમારની પાસે મોકલ્યો. કુમારે વિચાર કર્યો કે હવે જીવનની મહાન્ સમસ્યાનો નિર્ણય કરવાનો વખત આવ્યો છે. સાત દિવસ પછી ઉત્તર આપવાનું કહી સર્વેને તેણે વિદાય કર્યા. ઉંડા વિચારમાં તેમનું હૃદય ચલાયમાન થવા લાગ્યું.

રાત્ર દિવસ આ પ્રશ્નનીજ મીમાંસામાં તે ગુંથાઈ રહ્યો, પરંતુ કોઈ જાતનો સિદ્ધાંત કરી શકવા પામ્યો નહિ. એક દિવસે તેણે વિચાર કર્યો કે સંસારમાં મને જે સુખ પ્રાપ્ત થશે, તેમાં તૃપ્તિ તો મળશેજ નહિં. મ્હારા જેવાએ શું વિવાહ કરવો જોઈયે ? લગ્ન સર્વ પ્રકારના શોક દુઃખનું મૂળ છે. ભોગ વિલાસમાં તો મ્હારી પ્રવૃત્તિ છેજ નહિ. હું તો વિજન અરણ્યમાં ઈન્દ્રિય વૃત્તિ નિરોધ કરી ગભીર ધ્યાન સમાધિમાં નિમગ્ન થઈ નિર્મળ સુખ ઉપભોગ કરૂં; મ્હારા જીવનની તો એજ આશા છે, હું શું સ્ત્રી પરણી ઘર માંડું ? વળી મ્હારા જીવનમાં શું તે શોભશે ? વળી એક દિવસે તેણે વિચાર કર્યો કે જેવું હૃદય ચિંતારૂપી સેંકડો કીડાના ડંખથી જખમી થયું છે, એક તરફથી પોતાના દુઃખથી અને બીજી તરફથી પૃથ્વીના દુઃખથી જેનો પ્રાણ જર્જરિત થયો છે, મનુષ્યનું દુઃખ શાથી દૂર થાય એજ પ્રશ્નની મીમાંસા જેના જીવનની મહાન્ સમસ્યા છે, સર્વ પ્રકારના બંધનથી છુટવું તેજ માત્ર જેના જીવનનું લક્ષ્ય છે, તેણે શું વિવાહની સાંકળમાં બંધાવવું જોઈયે ? ફરી એક દિવસે વિચાર કર્યો કે હૃદય મન સર્વસ્વ નહિ આપું તો નરનારીની દુર્ગતિ

દૂર કેમ થશે; આત્મવિસ્મૃત નહિ થાઉં તો જીવનમાં મ્હારાથી પ્રાપ્ત શું થશે? મ્હારો આત્મા તો એકજ છે, તે હું કેટલાને આપું? પૃથ્વી ને આપું કે સ્ત્રીને આપું? છેલ્લે એક દિવસે તો ઉંડા વિચારમાં નિમગ્ન થઈ બેઠો હતો એટલામાં એકાએક તેનો સર્વ અંધકાર અને સંશય જતા રહ્યા. અને જીવનનું કર્ત્તવ્ય શું છે તે તેણે નક્કી કર્યું. નિશ્ચય કર્યો કે સંસારમાં તો હું રહીશ પણ તેથી મુક્ત રહીશ. જો સઘળાં માણસો સંસાર છોડી ચાલ્યા જાય તો સૃષ્ટિનો પણ ધ્વંસ થાય. વનમાં જઈને ધર્મનું પાલન કરવું એ તો સહજ છે. ગૃહી થઈને ધર્મનું પાલન કેવીરીતે થાય તે મ્હારા જીવનમાં દેખાડીશ. સંસારના માણસોને ધર્મ પાલનનો માર્ગ જો શોધી ન આપું તો કરોડો નરનારીના ઉદ્ધારનો બીજો માર્ગ શો? લોકને શિક્ષણ આપવું અવશ્ય છે. પંકજતો કીચડમાંજ ઉછરે અને પાણીમાંજ શોભે. પૂર્વકાળના ધર્માત્માઓ પણ સંસારમાંજ રહેતા હતા. એ વાસ્તે લોકને શિક્ષણ આપવાજ માટે મારે વિવાહ તો કરવો જોઇએ. આવી રીતનો નિશ્ચય કરી તેણે સાતમે દિવસે જવાબ આપ્યો "બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય વા શૂદ્ર કોઈ પણ

જાતની કન્યા હોય તો હું વિવાહ કરવાને તૈયાર છું. શારીરિક સૌન્દર્ય અથવા કુળ મર્યાદાની હું જરા પણ દરકાર કરતો નથી. પરંતુ પ્રફુલ્લતા, કરૂણા અને સરળતાજ જેના મુખપર બિરાજતાં હોય, આતિથ્ય સત્કાર અને ધર્મ જેના હાથમાં શોભતા હોય, સત્ય અને માધુર્યજ જેના વાક્યમાં રમી રહ્યાં હોય, ગુરૂજનોની સેવા કરવામાંજ જે તત્પર હોય, સંયતેન્દ્રિય પતિમાંજ પરિતુષ્ટ અને પવિત્ર હોય, અમાની, જીવની પ્રતિ કરૂણાવાળી હોય, ધર્મનુરાગી વિદ્યાનુરાગી હોય એવી કન્યાની તપાસ કરો." શુદ્ધોદને પોતાના પુરોહિતને એવી કન્યાની શોધ કાઢવા મોકલ્યો. નાના સ્થાન ફર્યા પછી છેલ્લે મહામાયા દેવીના ભાઈ દંડપાણિની કન્યા ગોપાને નિર્દ્ધારીને પુરોહિત રાજા પાસે આવ્યો. રાજાએ વિચાર કર્યો કે, કુમાર ગુણવાન્ અને બુદ્ધિમાન્ છે તો તે પોતે નિર્દ્ધારે એવીજ કન્યાની સાથે તેનો વિવાહ કરવો એજ મારૂં કર્તવ્ય છે. મણિકાંચનથી ભરેલા અશોકભાંડ વેહેંચવાને બહાને તેણે ઘણી એક કુળ કુમારીઓ નિમંત્રણ કર્યાં. ત્યાં સેંકડો કુળકુમારી વિવિધ પોશાક અને અલંકારથી ભૂષિત થઈ રાજભવનમાં આવી. કુમાર સિદ્ધાર્થ

કુમારીઓને ત્યાં અશોકભાંડ વેહેંચવા લાગ્યો. કુમારીઓએ અશોકભાંડ લઈ એક પછી એક જવા માંડયું. અશોકભાંડ વેહેંચાતાં પૂરા થયાં, ત્યાં દંડ પાણિ નન્દિની ગોપા સખી વૃંદથી વીંટલાયલી કુમારની પાસે આવી ઉભી રહી. કુમાર તેના મ્હોં તરફ એકી ટસે જોવા લાગ્યો. હાલ્યાચાલ્યા શિવાય ગોપાના મુખ તરફ જોતાં પક્ષ્મપાત પણ તે ભુલી ગયો. જે ભાવ આખા જીવનમાં તેણે હજી સુધી કદી પણ અનુભવ્યો નહોતો, તે અપૂર્વ ભાવમાં ગોપાના અનુરાગ વ્યંજક સલજ્જ અને પવિત્ર મુખ ઉપર નજર કરતાં એક મૂહુર્ત્તમાં તે નિમગ્ન થયો. આંખે આંખ મળી, પરસ્પર મુખ જોવા લાગ્યાં. જોતાં જોતાં નયન તૃષ્ણા પરિતૃપ્ત કરવાં લાગ્યા. ત્યાં કુમારને ચેતના થઈ. તેણે સલજ્જાભાવથી મુખ ફેરવ્યું. ફેરવ્યું તો ખરૂં પણ ઈચ્છા ઉત્પન્ન થઇ આવી કે ફરી એક વાર મુખ જોઈ લઉં; ત્યાં તો લજ્જા આવી પહોચીને ઈચ્છાને દબાવી દીધી. દંડપાણિની કન્યા પણ બુદ્ધના રૂપ સાગરમાં ડુબકાં ખાવા લાગી. પ્રેમ અને લજ્જાથી તેના કપાળપર પ્રસ્વેદ બાઝયો. બન્ને ગાલપર ગુલાબી પ્રસરી રહી. માથું નીચું નમાવી પુતળીની પેઠે નિઃ-

સ્તબ્ધ કુમારની સામે તે ઉભી રહી ! આમ ક્ષણની ક્ષણ વહી ગઈ. ત્યાં ગોપા ચેતના પામી વિચાર કરવા લાગી. શું કરવા જતાં શું કર્યું, આવી હતી અશોકભાંડ લેવા પણ જાઉં છું પ્રાણ વેચીને. પરંતુ એટલું તો કરીશ કે કુમારને મ્હારા મનનો ભાવ જણાવવા દઈશ નહિ, એવો મનમાં ને મનમાં વિચાર કરી તેણે ભાવનો પ્રવાહ રોક્યો. મનોભાવને વશીભૂત કરી સરળતા સહિત હસતે મુખે તે બોલી, " મેં આપનું શું બગાડ્યું છે કે મને અશોકભાંડ ન આપી મ્હારૂં અપમાન આપે કર્યું." કુમાર સલજ્જ બોલ્યો "મેં કંઈ તમારૂં અપમાન કર્યું નથી, તમે સર્વના કરતાં છેલ્લાં શા માટે આવ્યાં, વારૂ થયું તે થયું હું તમને મ્હારા હાથની આ વીંટી આપીશ." કુમારીએ જવાબ આપ્યો, "અશોકભાંડની સાથે સુવર્ણાલંકાર તો મને મળવાનાજ હતા." આ વાત સાંભળતાંજ કુમાર પોતાના પહેરેલાં અલંકાર કાઢવા લાગ્યો. ત્યારે ગોપા બોલી, "આપને નિરલંકાર કરવા હું કંઈ ચહાતી નથી. મ્હારી ઈચ્છા પૂર્ણ થઈ છે." આટલું બોલી ગોપા અતિ કષ્ટથી ત્યાંથી જતી રહી.*

---

* આ વિશે લલિત વિસ્તરનો બારમો અધ્યાય જુઓ.

કુમારના મિત્રોએ જેવું જોયું કે દંડપાણિની કન્યાના પ્રેમસાગરમાં સિદ્ધાર્થે ડુબવા માંડ્યું છે કે તરતજ આ ખબર રાજાને કાને પાડી. શુદ્ધોદને પ્રફુલ્લ મનથી દંડપાણિની પાસે પુરોહિત મોકલ્યો. દંડપાણિના જવાબમાં આવ્યું કે "ઈક્ષ્વાકુવંશનો રાજા વીરત્વનોજ આદર કરે છે, ધન જોઈને તે ભૂલાતો નથી. કુમાર વીરત્વમાં નામ કાઢશે તોજ મ્હારી કન્યા તેમને મળશે." આ ખબર સાંભળતાં શુદ્ધોદન ખેદિત થયો. આખરે કુમારે સર્વ જણની સમક્ષ વિવિધ વિદ્યાની પરીક્ષા આપી†. ત્યારે દંડપાણિએ

---

† એમ કહેવામાં આવે છે કે, કૂદવું, દોડવું તરવું એવીએવી કસરતમાં કૌશલ; બાણ ફેંકવાં, ઘોડા દોડાવવા, રથ ચલાવવા વગેરેમાં શૌર્ય કૌશલ; વ્યાકરણ કાવ્યગ્રંથ રચવા વગેરેમાં વિદ્યા કૌશલ; અર્થનીતિ વગેરેમાં રાજનૈતિક કૌશલ; યોગ વગેરેમાં ધર્માનુશીલન કૌશલ, ધાતુ વસ્ત્ર મીણના પુતળા બનાવવા વગેરેમાં શિલ્પ કૌશલ તેણે દેખાડયાં હતાં. એમ પણ કહેવામાં આવે છે કે તેણે એક મરેલા હાથીને પગના એક અંગુઠાથી ઘણે દૂર ફેંક્યો હતો, જે જ-

આનંદિત થઈ સ્વકન્યાના વિવાહમાં સંમતિ આપી. આગણીસ વર્ષની ઉમ્મરે પોતાના મામાની કન્યા ગોપાની સાથે ઘણી ધામધુમથી કુમારના લગ્ન થયાં*. કુમારના સ્વતંત્ર પગમાં હવેથી બેડી જડાઈ. જે પક્ષી અનંત આકાશમાં સ્વચ્છંદે વિચરણ કરતું હતું તે હવે એક પિંજરામાં પુરાયું.

કોણ જાણે વળી એક સાંકળ તોડી કુમાર નાસી જાય એવા ભયથી રાજા શુદ્ધોદને ઘણી એક સાંકળોથી તેને જડી રાખવાનો આરંભ કર્યો.

---

જ્યાએ હાથી પડયો હતો તે જગ્યાને "લોકો હાથીનો ખાડો" કહીને ઓળખે છે. અને એક તીર ફેંકવાથી જે ખાડો પડયો હતો તેને લોકો "શરકૂપ" તરીકે ઓળખે છે.

* શાકયો સ્વદેશમાંથી નાશી મનુષ્ય વગરના અરણ્યમાં આવીને વસ્યા હતા. તેઓની વસ્તી ઓછી હોવાને લીધે તેઓ પાસેના સગાઓની જોડે વિવાહ કરતા હતા એટલુંજ નહિ પણ કેટલાકોએ પોતાની બ્હેનની સાથે પણ લગ્ન કર્યું હતું. (ટરનરની કરેલી મહાવંશની ઉપક્રમણિકા જુઓ.)

ગ્રીશ્મ, વર્ષા અને હેમન્ત ઋતુને લાયક નવ માળના, સાત માળના અને પાંચ માળના પ્રમોદભવન તેણે તૈયાર કરાવ્યાં, તેમાં જેવી રૂપવતી તેવીજ સંગીતશાસ્ત્રમાં કુશળ કેટલીક વારાંગનાઓ કુમારના મનરંજનને માટે નીમવામાં આવી. પોતાની મેળેજ વાગતાં વાદ્ય યંત્રો પ્રમોદભવનમાં કુમારને રાત્ર દિવસ સંગીતાલાપથી આનંદિત કરવા મૂકવામાં આવ્યાં. કુમારના ઉદાસીથી ભરેલા હૃદયને પ્રલુબ્ધ કરવામાં જેટલા ઉપાયો બની શકે તે સર્વે યોજવામાં આવ્યા. વીત તૃણ હૃદયને સંસારાનુ રાગી કરવામાં માણસને જે કંઈ સુઝે તે કરવામાં કંઈ પણ બાકી રાખ્યું નહિ.

ગોપા બુદ્ધિમતી અને વિદ્યાવતી હતી. ધર્મની રક્ષા શાથી થાય તે પણ તે જાણતી હતી. કોઈ દિવસ પણ તે ઘુમટો કાઢીને બેસી રહેતી નહોતી. સર્વ કહેવા લાગ્યાં કે ગોપાતો ઘણીજ શરમ વગરની છે. આ વાત ગોપાએ સાંભળતાંજ સર્વ અંતઃપુરચારીણીની સમક્ષ પોતાને માથેથી દોષ ઉતારવા કહ્યું. "ધાર્મિક મનુષ્ય તો જે અવસ્થામાં રહે તેમાં તે શોભે, ગુણવાન્ માણસ ગમેતો કુશનાજ કપડાં પહેરે, ગમેતો સેંકડો જગ્યાએ ફાટેલી ધાબળી હોઢે, કદાચ તેમના

શરીરનો રંગ કાળોજ હોયતો પણ પોતાના તેજથીજ શોભે છે. ધર્મજ માણસનો પોશાક છે, ધર્મજ મનુષ્યનું સૌન્દર્ય છે. જો નાનાપ્રકારના અલંકારથી ભૂષિત બાળક કદાચ પાપાનુસારી હોય તો તેનું લાવણ્ય કંઈ રહેતું નથી. જેનું-હૃદય પાપનોજ ભંડાર છે, તેને બહારના પોશાક શું શોભાવે છે? તે તો અમૃત મુખમાં ઝેરના કુંભજ જેવો દેખાય. શારીરિક દોષ જેના સંયત છે, જેનાં વાક્ય નિયમિત છે. જેની ઇન્દ્રિય વશીભૂત છે, જેની ચિત્તવૃત્તિ નિરૂદ્ધ છે, જેનું મન પ્રસન્ન છે તેને મુખ ઉપર ઘુમટો કાઢવાની શી જરૂર છે? જેને લજ્જા નથી, આબરૂ નથી, ચિત્ત જેને વશીભૂત નથી, ઈન્દ્રિયો જેની દુર્દમનીય છે તે સેંકડો ઘુમટાથી ઢંકાય તો પણ તેની રક્ષા થઈ શકતી નથી. જેનું ચિત્ત પોતાનેજ વશ છે જેનો પતિ ઉપરજ પ્રાણ રહેલો છે, તે ચંદ્ર સૂર્યની પેઠે સર્વ જનની સામે પ્રકાશિત થાય તોપણ તેને કંઈ પણ હાનિ થતી નથી. જે પોતાની રક્ષા કરી શકે છે તેજ સુરક્ષિતા છે, નહિ તો ઘુમટો કાઢીને ઘરમાં રૂદ્ધ થયા છતાં સ્ત્રીઓ અરક્ષિતાજ છે. મ્હારૂં ચરિત્રજ મ્હારૂં દુર્ભેદ્ય આવરણ છે, ગુણ મ્હારા અજેય દુર્ગ છે, ધર્મ મ્હારો

રક્ષક છે, તો મ્હારે વસ્ત્રથી ઘુમટો કાઢવાની શી જરૂર છે? આવી રીતે સિદ્ધાર્થની સ્ત્રીએ ઘુમટાની રૂઢીના વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય જણાવ્યો‡.

સિદ્ધાર્થ અને ગોપાનો વિવાહ, મણિકાંચનનો યોગ જેટલી શોભા આપે તેટલીજ શોભા આપનારો થયો હતો. ગોપા છાયાની પેઠે સ્વામીનેજ અનુસરતી, સખીની પેઠે તેનું હિત કરનારી, સર્વ વિષયમાં તેની અનુસારિણી હતી. સિદ્ધાર્થ આવું રમણીરત્ન મેળવી પોતાને કૃતાર્થ સમજતો હતો. પ્રિયતમાની છાતીપર પોતાનું હૈડું તેણે ઢાળ્યું. પુષ્પદલમાં બે ઓસનાં ટીપાં મળી જાય તેમ તે બન્ને -હૃદયનાં સુખ, બન્ને -હૃદયનાં દુઃખ ભળી ગયાં, બન્ને -હૃદયની આશા એક થઈ વહેવા લાગી, બન્નેની એક આશા થયાથી મહા પ્રયોજિતા થઈ એકજ લક્ષ્ય સાથે વિશ્વજનનીના અનન્ત -હૃદયમાં જઈ બન્ને અનંત શાંતિ લાભ લેવા લાગ્યાં. સિદ્ધાર્થ આટલા દિવસ સુધી જીવનના માર્ગપર એકલો અસહાય ચાલતો હતો, સંસારમાં કોઈએ પણ તેના જીવનના મહાન્ ઉદ્દેશમાં સહાનુભૂતિ દેખાડી નહોતી;

‡ લલિત વિસ્તરનો બારમો અધ્યાય જુઓ.

સંસારથી ધીરે ધીરે તે વિરક્ત થતો જતો હતો. હવે તેના જીવનનો નવો સરસ માર્ગ ઉઘડી ગયો. તેના મનનો ઉંડો મર્મ જાણવા માટે તેના જીવનની સહચરી થવા યોગ્ય એક મનુષ્ય સંસારમાં તેને મળ્યો. આ વખતે કુમારનું વૈરાગ્ય પ્રવણ-હૃદય કંટક શાંત થયું. સાધ્વી ગોપાના અનિવારિત પ્રેમ, તેની સેવા અને યત્નથી સિદ્ધાર્થનો ઉદાસીન ભાવ ઘણોક ઓછો થઈ ગયો. બન્ને પવિત્ર અગાધ પ્રેમમાં તણાયાં જાય છે. એ વાત સાંભળીને શુદ્ધોદનનું શંકાતુર-હૃદય પ્રસન્ન થયું, પુત્રને ગૃહસ્થ કરવાની યુક્તિ સફલ થઈ. પરંતુ જગતમાં ઈશ્વરેચ્છાની પ્રતિકૂળ કોણ થઈ શકે છે?

## પ્રકરણ ૪ થું.

### સંન્યાસની પૂર્વાવસ્થા.

જેમ કોઈ મ્હોટું તોફાન થઈ રહ્યા પછી મહાસાગર પ્રશાંત ભાવ ધારણ કરે, તેમ કપિલવસ્તુની રાજપુરીએ પણ શાન્ત મૂર્તિ ધારણ કરી. કોઈના પ્રાણમાં કંઈ ઉદ્વેગ રહ્યો નહિ—પિતા શુદ્ધોદન પોતા-

ના મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે આશંકા કરવાનું કંઈ પણ કારણ રહ્યું નથી. સર્વ વાતે તે નિશ્ચિંત થયો હતો; માતા સમાન ગૌતમીના કોમળ પ્રાણમાં હવે ચિંતાના તરંગ ડોળાં ખાતા નહોતા. તે જોતી હતી કે હવે પતિરતા ગોપાએ સ્વામીના-હૃદયમાં રાજત્વ સ્થાપન કર્યું છે. બન્ને મનમાં વિચાર કરતાં હતાં કે કુમાર જીવન તરી સુમંદ-સુખ-મારૂત હિલ્લોલે સંસાર-સાગર પાર ઉતરી જશે. રાજાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ હતી. ગુણવાન્ પુત્રના હાથમાં રાજ્યનો ભાર સોપી અંતની અવસ્થામાં નિર્જન રહી ભગવાન્માં નિવિષ્ટ ચિત્ત કરીને આ લોકમાંથી હું જઈશ આવાં ઘણા એક સુંદર ચિત્રો કલ્પનાના આકાશમાં અંકિત કરી તે મનમાંને મનમાં સુખી થતો હતો. પરંતુ આ સંસારમાં માણુસની શું સઘળી ઈચ્છા પૂર્ણ થાય છે? શુદ્ધોદનને અંતકાલની વેળાએ ઘણો કલેશ ભોગવવો પડશે તેની તે વેળાએ તેને કંઈ પણ ખબર નહોતી.

સિદ્ધાર્થ ગોપાને મેળવી ઘણોજ સુખી થયો હતો, અને ઘણાજ સુખમાં દિવસ ગાળતો હતો. એકસમયે કુમાર પોતાના સૂવાના ઓરડામાં સૂતો હ-

તો. રાત પૂરી થવા આવી હતી ત્યાં બન્દિનીઓ સિ-
દ્ધાર્થને નિદ્રામાંથી જગાડવા માટે પ્રભાતિયાં ગાવા
લાગી. "આ ત્રિભુવન જરા, વ્યાધિ અને દુઃખથી પ્ર-
જ્વલિત છે, મરણાગ્નિથી પ્રદીપ્ત છે અને અનાથ છે.
કુંભમાં પકડાયલા ભ્રમરની પેઠે મૂઢ જગત્ કોઈ રીતે
એના હાથથી બચી શકતું નથી. આ ત્રિભુવન પુને-
મના અભ્ર જેવું અનિત્ય છે, આ જગત્માં જન્મ
અને મૃત્યુ નાટકશાળાના નટ જેવાં છે. ગિરિમાંથી
નીકળતી વેગવતી નદીની માફક જલદી જનારૂં મા-
નવ જીવન આકાશમાંની વિજળીની પેઠે હમણાં આ-
વે છે અને હમણાં જતું રહે છે. ભૂલોકમાં અને દ્યુ-
લોકમાં ભવતૃષ્ણાર્ત્ત અને અજ્ઞાનવશ મનુષ્યો વિ-
મૂઢ ચિત્ત થઈ કુંભારના ચક્રની પેઠે સર્વદા ફરે છે.
જેમ મૃગ પ્રલુબ્ધ થઈ પારધીની જાળમાં ફસી પડે,
તેમ આ જગત્માં માણસો સુંદર રૂપ, મીઠા શબ્દ,
મનોહર સુગંધ, મધુર રસ અને સ્પર્શનાસુખમાં મો-
હ પામી જાળમાં ફસી પડે છે. મૃત્યુ, પરમ વૈરી અને
ભયનું કારણ છે, વાસના ઘણા શોકનું અને ઉપદ્રવનું
મૂળ છે, અને ભવતૃષ્ણાલતાનો આશ્રય છે. આર્યો
એ વાસનાને પ્રજ્વલિત હુતાશન સમજી તેનો ભય

રાખતા હતા, એ મહાપંક સમાન, અસિસિંધુ તુલ્ય, મધુદિગ્ધ ક્ષુરધારોપમ છે, એ વાસના પાણીમાં પડેલું પ્રતિબિંબિત ચંદ્ર અને અને ગિરિઘોષસમ ક્ષણસ્થાયી છે, બુદ્ધો એને રંગશાળાના નટ જેવી અન સ્વપ્ના જેવી જણાતા હતા. એ વાસના માયામરીચિની પેઠે ક્ષણસ્થાયી છે, એ પાણીના પરપોટા અને સમુદ્રના ફીણના જેવી છે, જ્ઞાનીઓ એને મિથ્યા પરિકલ્પનાથી ઉત્પન્ન થયલી સમજે છે.

"પ્રથમ ઉમ્મરમાં શરીર કેવું સુંદર પ્રિય અને અભિલષિત હોય છે પરંતુ તે જ્યારે જરા વ્યાધિ અને દુઃખથી શ્રીહીન થાય છે, ત્યારે જેમ મૃગ સુકી નદીને છોડી જતો રહે, તેમ મનુષ્ય એનો પરિત્યાગ કરે છે. પાસે ધન ધાન્ય અને દ્રવ્ય હોય તો કેટલાં માણસો પ્રિય અને આત્મીય થાય પરંતુ ધનહીન થતાં અને દુખમાં પડતાં શૂન્ય અટવીની પેઠે તેનાં સગા વહાલાં તેનો ત્યાગ કરેછે. ફળ આપનારાં પુષ્પિત વૃક્ષની પેઠે દાન આપનારો માણસ સર્વને પ્રીતિકર થાય છે, પરંતુ જરાગ્રસ્ત થતાં ધનહીન થાય તો તે ગૃહસ્થ અપ્રિય અને ભિક્ષુક થઈ પડેછે. વૃક્ષ ઉપર વિજળી પડયા પછી જેવી ઝાડની હાલત જોવામાં આવે છે તેવીજ જરા-

જીર્ણ માંણસની પણ હતશ્રી થતાં દેખાય છે. જરાગ્ર-સ્ત માણસને ઘરમાં રહેવાનો તો સમય મળતોજ નથી, એટલા માટે હે મુને! આ જરાના હાથથી છુટવાના ઉપાય યોજો. જેમ માલુલના ગાઢા શાલવનને સુકવી મુકેછે, તેમ જરા નર નારીને સોસી લે છે. પંક નિમગ્ન પુરૂષની પેઠે સર્વ જનો પોતાનાં વીર્ય પરાક્રમ, અને વેગ જરાગ્રસ્ત થતાં ખોએ, જરા સુરૂપને વિરૂપ કરે છે, જરા તેજ અને સુખનું હરણ કરે છે, જરા સર્વ પરિભવકારિણી બળ વીર્ય અને સૌન્દર્યને હરનારી છે. ઘણાએક રોગ અને વ્યાધિના દુ:ખમાં આ જગત્ સર્વદા બળે છે, એટલામાટે હે મુને! આ જગત્‌ને જરા વ્યાધિગત જોઈ શીઘ્ર એના દુ;ખથી દૂર થવાનો ઉ-પદેશ આપો. ઓસમાં બરફ પડવાથી જેમ તૃણગુલ્મ વનૌષધિ તેજોહીન થઇ જાય, તેમ તેજોહારિણી બહુ વ્યાધિપૂર્ણા જરા મનુષ્યની ઈન્દ્રિયનો રૂપ અને બળનો નાશ કરે છે.

જેમ નદીના સ્રોતમાં પડી ઝાડનાં પાંદડાં ફ-ળવિછિન્ન થઈ જાય છે, તેમ આ ભવસંસારમાં પડતાં આપણો પણ પ્રિય દ્રવ્ય અને પ્રિય જન સાથે સર્વદા વિચ્છેદ થાયછે, અને કોઈની સાથે કોઇનો ફરી

મેળાપ થતો નથી, કોઈ પાછું આવતું નથી, સર્વનું મરણ થાય છે, પતન થાય છે, સર્વની પતન કાળની ક્રિયા થાય છે, મૃત્યુએ સર્વને વશીભૂત કર્યાં છે. પરંતુ કોઈ મૃત્યુને વશ કરી શકતું નથી. જેમ નદી સ્રોત લાકડાંને તાણી જાય, તેમ મૃત્યુ પણ સર્વને તાણી જાય છે. મકર જેમ જળ વિહારી જીવોનો, ગરૂડ જેમ ઉરગનો, મૃગેન્દ્ર જેમ ગજનો, અગ્નિ જેમ તૃણૌપધિનો અને પ્રાણિઓનો ગ્રાસ કરે છે તેમજ મૃત્યુ પણ સેંકડો પ્રાણીને ગળી જાય છે. માટે તમે આવા બહુ દોષપીડિત જગતનો ઉદ્ધાર કરવા માટે પૂર્વે જે વિચાર કર્યો હતો તેનું સ્મરણ કરો, આજ કર્તવ્ય કરવાનો યોગ્ય વખત છે.”

ચંદ્રમા પશ્ચિમ આકાશમાં ડુબવા આવ્યો છે, ઊષાનો પૂર્વાભાસ પૂર્વાકાશમાં આછો આછો રમતો દેખાય છે, તે વખતે નારી કંઠમાંથી વિમુક્ત થઈ આ અપૂર્વ ગાથા સાંભળી. સિદ્ધાર્થ પોતે જાગે છે કે ઉંઘે છે તે કંઈ સમજી શક્યો નહિ. એક વાર મનમાં આવ્યું કે પૃથ્વીમાં આવું સુંદર ગીત સંભવતું નથી, હું તો માત્ર સ્વપ્નુ જોઉં છું. પક્ષીના અસ્ફુટ અવાજે તેને પુરેપુરો પ્રબુદ્ધ કર્યો. સંગીતના અપૂર્વ ભાવમાં

તે મોહીત થયો, સંગીતનો મોહન અવાજ આકાશમાં વ્યાપિ ગયો. તેનો સૂતેલો પ્રાણ હવે જાગ્યો. ગુપ્તરીતે વૈરાગ્યની આગ ત્યાં સલગી. ગાથા સાંભળતો સાંભળતો તે બિછાના ઉપરથી ઉઠીને બેઠો થયો. સંગીતના સ્વર લહરીથી કુમાર અભિભૂત થયો. જીવનની પ્રથમ પ્રતિજ્ઞા સિદ્ધાર્થને સ્મરણ થઈ આવી. જીવનની પ્રથમ વાત ઉપર વિચાર કરતાં કરતાં તે ઉન્મના થયો, જીવનના ઉંચ્ચ લક્ષ્યે ઉજ્વલ મૂર્ત્તિ ધારણ કરી. એ દિવસથી તેની પ્રફુલ્લતા સમુળગી જતી રહી, ચિંતારૂપી મેઘે તેનું મુખ તદન ઝાંખુ કરી નાંખ્યું; ગોપા ઘણાએ યત્ન કર્યા છતાં પણ એ ચિંતા દૂર કરી શકી નહિ. પ્રાણમાં ગભીર ભૂખની ઉત્પતિ થઈ હતી અને અમૃતાન્ન વિના એ ભૂખથી નિવૃત કોણ કરી શકે. ?

સિદ્ધાર્થે જોયું કે હું તો દહાડે દહાડે ઘોર સંસારી થતો જાઉં છું, માયાની દુચ્છેદ્ય જાળ મ્હારા-હૃદયમાં પસરી રહી છે, આમોદને ને આહ્લાદને વિષવત્ હું જાણતો હતો તેજ મ્હારા આનંદના કારણ થયા છે. માટે મ્હારે હવે વધારે વાર કરવી નહિ જોઈયે, વખત છતાંજ વિષ વૃક્ષનું મૂળ ઉખેડવું જોઈએ; આવો વિ-

ચાર કરી તે ફરી નિર્જન અરણ્યમાં જઈ ધ્યાનમાં પ્રવૃત્ત થયો. ધ્યાનની અદ્ભૂત શકિતથી તેની માનસિક આંખ ઉઘડી ગઈ, સંસાર સુખમાં ધીરે ધીરે તેને વિરક્તિ જણાવવા માંડી. તેણે જોયું કે આ સંસાર સર્વ અનિત્ય છે, કંઈ પણ ચિરસ્થાયી છેજ નહિ. આ જીવન લાકડાના કડકા ઘસ્યાથી અગ્નિના તણખા નિકળે તેવું છે. પ્રજ્વલિત થઈનેજ તે નિર્વાણ પામે છે, કોઈ પણ જાણતું નથી કે આ જીવન કયાંથી આવે છે, અને પાછુ કયાં ચાલ્યું જાય છે. આ જીવન વેણુરવના જેવું છે; એની ઉત્પત્તિ અને વિલય સ્થાન જ્ઞાનીઓની પણ બુદ્ધિથી અગમ્ય છે. આ અનિત્યતાની અંદર નિશ્ચય કોઈ નિત્ય પદાર્થ હોવો જોઈએ, જેને મેળવ્યાથી માણુસ શાંતિ મેળવે છે. જો હુ તેને મેળવી શકું તો હું મનુષ્યની સમક્ષ એક નવોજ પ્રકાશ આણી શકું, જો હું મુક્ત થાવું તો બીજાઓને પણ મુક્તિનો માર્ગ દેખાડી શકું. સર્વદા આવીજ રીતના મનમાં વિચાર કરતો. સિદ્ધાર્થ સર્વદા ગંભીર ચિંતાસાગરમાંજ મગ્ન રહેતો.

સિદ્ધાર્થને સર્વદા ચિંતામાં મગ્ન થએલો જોઈ ગોપાનું હૃદય વિચલિત થયું. એક દિવસે ગોપા સિદ્ધા-

થેના ભુજપાશમાં લપટાઈને સૂતી હતી. અડધી રાત્રિ ગઈ હતી તે વખતે તેને સ્વપ્નુ આવ્યું કે આખી પૃથ્વી કંપે છે, ઝાડ તોફાનને લીધે ઉખડી પડે છે, ચદ્ર સૂર્ય અને જ્યોતિષ્ક મંડળી આકાશ મહીંથી તુટી જમીન ઉપર પડે છે, મ્હારી સુકોમલ કબરી છિન્ન થઈ ગઈછે, દક્ષિણ હાથમાં મુકુટ વિધ્વંસિત થયો છે, હાથ પગપરથી પહેરેલાં વસ્ત્ર ખસી ગયા છે, મુક્તા-હાર તુટી ગયો છે, સૂવાનો પલંગ જમીન ઉપર પડી ગયો છે, સુંદર રાજછત્રનો દંડ ભાગ્યો છે, ભર્ત્તાના અ-લંકાર, પોશાગ અને મુકુટ બિછાનાની પાસે રોળાય છે, થોડી થોડીવારમાં તારા જમીનપર ખરે છે, આ-ખું શહેર અંધારાથી છવાઈ ગયું છે, રત્નથી જડેલાં જાળીઆં ભાંગી ગયાં છે, મહાસાગર ઘણો ઉછળે છે. ગોપા આ ભયંકર સ્વપ્નામાંથી ચમકી ઉઠી, ઉઠીને સ્વામીને સ્વપ્નાનું વૃતાન્ત કહ્યું. અને ભયથી વિહ્-વલ થઈ પૂછ્યું, "નાથ! આવું સ્વપ્નુ આવ્યાથી મ્હારૂં શું થશે, મ્હારી સ્મૃતિ ભ્રાન્ત થઈ છે, મ્હારૂં મન શોકાતુર થયું છે." સિદ્ધાર્થે આ સાંભળી વ્યાકુલ -હૃદયવાળી પોતાને બાઝેલી ગોપાને સસ્નેહ ભાવથી કહ્યું, "પ્રિયે! તું શાંત થા, તને કંઈ હાનિ થવાની

નથી, તું પાપી નથી. પુણ્યાત્માજ આવું સ્વપ્નુ જુએ છે. તું સર્વની પૂજિતા થઈશ, શત્રુ ક્લેશના વિનાશનું કારણ થઇશ. પ્રિય હૃષ્ટ થા, ખેદ ના કર, હું સર્વનું દુ:ખ દૂર કરવામાં આ જીવન અર્પણ કરીશ. પૃથ્વીમાં લાખો માણસો મહા ક્લેશથી જીર્ણ શીર્ણ છે, કોઈ પણ તેમની દુર્ગતિ પર નજર કરતું નથી. હું મનુષ્યનું મહા દુ:ખ જોઈ હવે સંસાર સુખમાં મત્ત રહેવા ચહાતો નથી, અનિત્ય સુખ ભોગવું એ મ્હારી ઈચ્છા નથી ધરતી મ્હારૂં સૂવાનું બિછાનુ અને પહાડના શિખરો મ્હારા માથા તળેના તકીઓ થાય, કુદરતી પાણીજ મ્હારે પીવાને અને, વનના ફળજ મ્હારે ખાવાને બસ થાવ, નરનારી મ્હારા ભાઈ બહેન, અરે પશુ પક્ષી મ્હારાં બંધુજન થાવ. પ્રાણાધિકા ગોપા ! હું બીજું શું ચાહું, મ્હારે હવે બીજું કંઈ સુખ જોઈતું નથી, તું આનંદિત થા, જીવનના મહાન્ વ્રતમાં તું મ્હારી મદદગાર થા.” આમ કહેતાં કહેતાં સિદ્ધાર્થે રોવા માંડ્યું. પતિપ્રાણા ગોપાએ સ્વામીના કંઠમાં હાથ નાખી નીરવથી અશ્રુજળ વિસર્જન કર્યાં. સ્વામીને આવા મહાન્ કાર્યથી કેવી રીતે પ્રતિ નિવૃત્ત કરૂં, પણ વળી કેવી રીતે મ્હા-

રા સ્વામીને સંસારમાંથી વિદાયગીરી આપી એકલી આ ભવારણ્યમાં જીવન ગાળું, સંસાર છોડ્યાથી જો તેમનું હમેશનું ખેદિત મુખ પ્રફુલ્લ બનતું હોય અને તેથી મને જો હજારો દુઃખ થતાં હોય તો તેમાં પણ ચિંતા શી, સ્વામીનું બિંદુ પરિમાણ સુખ ઉપજાવતા જીવન પણ વિસર્જ્જન કરવાની મને જરૂર પડે તો તેમાં હાનિ પણ શું, સ્વામીનું રોદન આ પ્રાણ તો સહન કરશેજ નહિ. પતિપ્રાણા સતીએ તે દિવસે એવો સંકલ્પ કર્યો કે હવે કોઈ દિવસ સ્વામીના માર્ગ વચ્ચે કાંટો થઈ પડીશ નહિજ, સ્વામીના સુખને માટે જીવન સર્વસ્વ અર્પણ કરીશ.

શુદ્ધોદનના નિર્મળ -હૃદાકાશમાં ફરી મેઘનો સંચાર થયો. પુત્રને નાના પ્રકારના ઉપદેશ તેણે આપવા માંડ્યા પરંતુ કોઈ રીતે તે કૃતકાર્ય થયો નહિ. સિદ્ધાર્થ આટલા દિવસ સુધી તો ઉદાસીન સન્યાસી હતો; પરંતુ ચાર સામાન્ય બનાવે તેમને છેલ્લી વારે સંસાર છોડાવ્યો.

એક દિવસ સાંજે સિદ્ધાર્થ ઘણા માણુસોની સાથે નગરના પૂર્વ દરવાજામાંથી પ્રમોદ કાનનમાં જતો હતો, માર્ગમાં જરાગ્રહસ્ત, વૃદ્ધાવસ્થાથી પી-

ડિત એક વૃદ્ધને જોઈ તેણે પૂછ્યું, "સારથિ! આ ખર્વકાય દુર્બલ પુરૂષ કોણ હશે? એનું રક્ત માંસ સૂકાઈ ગયું છે, એની નસ ચામડી ભેદીને દેખાઈ આવે છે, એના વાળ સફેત થઈ ગયા છે, દાંત એકે રહ્યો નથી, અને એનું શરીર તવાઈ ગયું છે. જો લાકડી ઉપર તે બોજો નાંખી ઘણી મહેનતે પગ ઉપાડે છે."

સારથિએ જવાબ આપ્યો, "દેવ! આ માણસ જરાભિભૂત થતાં ક્ષીણેન્દ્રિય, દુ:ખિત, બળવીર્યહીન, કાર્ય કરવામાં અશક્ત અને અસહાય થઈ પડ્યો છે. બંધુ જનોએ તેનો જંગલમાંના સૂકા લાકડાની પેઠે ત્યાગ કર્યો છે."

કુમાર સારથિની વાત સાંભળી ખેદિત થયો ત્યાર બાદ ફરી પૂછ્યું, "આમ થવું શું આ માણસનો કુલ ધર્મ હશે, કે સર્વ જગત્‌ની આવી અવસ્થા બનતી હશે? એનો ખરો ઉત્તર મને જલદીથી આપ કે તેને અનુસરી એનું કારણ નિર્દ્ધારવામાં નિયુક્ત થાઉં.

સારથિએ કહ્યું, "દેવ! એ કંઈ કુળધર્મ અથવા રાજધર્મ નથી. જરા જગત્‌ના પ્રત્યેક જીવનું યૌવન નાશ કરે છે. આપ, આપના પિતા, માતા, જ્ઞા-

તિ અને બંધુવર્ગ જરાને આધીન છો, કોઈથી પણ તેનાથી છુટાશે નહિ."

આ સાંભળી કુમારે કહ્યું, "મૂર્ખપણી બુદ્ધિને ધિક્કાર છે! હાય! આપણે કેવાં મૂઢ છિયે! યૌવન મદથી મત્ત થઈ આ શરીરના પરિણામ ઉપર જરા પણ વિચાર કરી જોતા નથી. સારથિ! હવે રથ અટકાવ. જરા, જેને એક દિવસે ઘેરી લેશે તેને વળી ક્રીડામોદમાં પ્રયોજન શું?" આવું કહી રાજકુમાર ચિંતાતુર મનથી ઘેર તરફ પાછો ફર્યો. શુદ્ધોદન કુમારનું પાછાં આવવાનું કારણ સાંભળી શંકિત થયો. રાજાએ ગવૈયા અને રામજનીઓને કુમારને આનંદ આપવા મોકલ્યાં. પુત્રવત્સલ શુદ્ધોદને તો મનમાં ધાર્યું હતું કે આનંદ તરંગમાં મત્ત રાખ્યાથીજ કુમારને વૈરાગ્યની ચિંતાથી દૂર રાખી શકાશે. વળી બીજે એક દિવસે કુમાર નગરના દક્ષિણ તરફના દરવાજામાંથી પ્રમોદ ઉદ્યાનમાં જતો હતો. માર્ગમાં કોઈ એક માણસને જોઈ તેણે પૂછ્યું, "સારથિ! ભયંકર રૂપવાળો, શરીરના રંગે બદલાઈ ગયલો, વિકલેન્દ્રિય, ઘણા યત્નથી શ્વાસ લેતો, આખે શરીરે શુષ્ક, ઉદરામયગ્રસ્ત, અતિ દુર્બલ, પોતાના ઝાડા અને પીસાબમાં સૂતેલો

આ માણુસ કોણ હશે,?"

સારથિએ કહ્યું, "હે દેવ! આ માણસ ઘણોજ પીડા પામે છે તે વ્યાધિથી પિડા ભોગવે છે, એનો મરણકાલ પાસે આવ્યો છે. આ મનુષ્ય હવે આરોગ્ય નથી, એનું તેજ નથી, બળ નથી, ત્રાણ નથી, એ ઘણોજ અસહાય અને નિરાશ્રય છે." કુમાર બોલ્યો, "સુસ્થાવસ્થા સ્વપ્નાની રમતના જેવી અનિત્ય છે, વ્યાધિ કેવી ભયંકર અવસ્થા આણે છે, કિયો બુદ્ધિમાન માણસ આ અવસ્થા જોઈ આમોદ આહ્લાદમાં મત્ત થઈ રહે?" કુમારથી પ્રમોદ કાનનમાં જવાયું નહિ, અતિ ઉન્મના થઈ તે ઘેર આવ્યો, આ સાંભળીને રાજાનો પ્રાણ તો ઉડી ગયો.

એક દિવસે ફરી રાજકુમાર નગરના પશ્ચિમ તરફના દરવાજા મહીંથી બગીચામાં જવા નિકળ્યો, એવી વખતે ખાટલા ઉપર નાંખેલું વસ્ત્રથી ઢાંકેલું એક માણસનું શરીર તેણે જોયું. ઘણા માણસો તેની આસપાસ આર્ત સ્વરથી રોતા હતા. અને અવિરલ ધારથી તેની આંખમાંથી આંસુ પડતાં હતાં. અસહ્ય દુઃખથી કેશ તોડતા હતા, જમીન ઉપર પડી આલોટતા હતા, -હૃદય ફાટી જાય એવા કરૂણ વિલા-

પ સાથે છાતી કૂટતા હતા. આ ભયંકર દેખાવ જોઈને રાજકુમારે સારથિને પૂછ્યું, "સારથિ! આ શું છે? જો તેઓ ખાટલા ઉપર સૂવાડીને એક પુરૂષને લઈ જાય છે. એમના વાળ છુટી ગયા છે, તેઓ માથામાં ધૂલ ઘાલે છે, છાતી કૂટે છે, વિવિધ પ્રકારનો વિલાપથી ભરેલો શોર કરી સર્વને શોક સાગરમાં તેઓ તાણે છે."

સારથિએ જવાબ આપ્યો, "હે દેવ ! આ માણસનું મરણ નિપજ્યું છે. એ માણસ હવે પૃથ્વીમાં કોઈ દિવસ પોતાના પિતા માતા સ્ત્રી અથવા પુત્રને જોઈ શકશે નહિ, પિતા, માતા, મિત્ર, જ્ઞાતિ ગૃહ અને સુખ સંભોગનો ત્યાગ કરીને પરલોકમાં જાય છે. હવે તે સગાવહાલાંને જોવા પામશે નહિ."

સારથિની વાત સાંભળી કુમાર શોકાતુર થઈ બોલ્યો, "જરા જર્જરિત યૌવનની ઉપર ધિક્કાર પડજો, ધિક્ છે વિવિધ વ્યાધિ પરાહત સુસ્થતાને, અનિત્ય આ જીવનમાં પણ ધિક્કાર પડજો. આમોદ રત પંડિતજનને ધિક્ છે. જરા, વ્યાધિ અને મૃત્યુ ન હોત તો શુંનું શું થઈ જત? સંજ્ઞાજ મનુષ્યના દુઃખનું કારણ છે. જરા વ્યાધિ અને મૃત્યુ જ્યારે નિત્યના સો-

બતી છે ત્યારે બીજું શું જોઈએ ? ઘેર પાછો ચાલ, ઘેર જઈ મુક્તિના ઉપાય વિશે સારી પેઠે વિચાર કરૂં."

વળી બીજે એક દિવસે રાજકુમાર ઉત્તર દરવાજા મહીંથી વિલાસભવનમાં જતો હતો. એવી વખતે એક આશ્ચર્યકારક મનુષ્ય મૂર્ત્તિ જોઈ તેણે પૂછ્યું, "સારથિ ! આ પ્રશાંત ચિત્તવાળો શાંત પુરૂષ કોણ હશે ? એની આંખ જરા પણ ઉઘડેલી નથી, મુખ અવનત છે. પહેરવાનાં વસ્ત્ર ભગવાં છે. હાથમાં ભિક્ષાનું પાત્ર લીધું છે, ચાલે છે સુપ્રશાંત રીતે, મૂર્ત્તિ એની વિનય અને નમ્રતાનો આધાર છે. આ કોને હું જોઉં છું !"

સારથિએ કહ્યું "દેવ ! આ માણસ ભિક્ષુક છે. ને સંસારની સર્વ વાસના ત્યાગ કરી છે, સુવિનીત તેનું આચરણ છે, એણે સન્યાસનું અવલંબન કર્યું છે, સર્વને પોતાના જેવાજ જોય છે, રાગ દ્વેષનો તેણે પરાજય કર્યો છે, ભિક્ષાન્નથીજ પોતાનું જીવન ચલાવે છે"

આ વાત સાંભળી રાજકુમારે કહ્યું, "મારા પ્રાણની અભિલાષાવાળીજ વાત તેં કહી. પંડિતો સર્વદા સન્યાસની પ્રશંસા કરે છે. આ સન્યાસથી પોતાનું અને બીજાનું હિત થાય છે, સુમધુર અમૃતફળ

તેમાં મળે છે."

કુમાર તે દિવસે ઘેર ગયોજ નહિ. જીવનનું હવે કર્ત્તવ્ય શું છે તે નિશ્ચય કરવા માટે નિર્જ્જન ઉદ્યાન ભવનમાં ગયો. બાલ્યકાલથીજ ભોગ સુખમાં કુમારની આસક્તિ નહોતી, કુમાર સર્વને અનિત્ય સમજતો હતો. સંસાર તેને સુખી કરવા અસમર્થ થયો હતો. આ ભવસાગરમાં પડી ચારે બાજુ તેને શૂન્ય લાગતી. એક આશ્રયને માટે તે તલપી રહ્યો હતો. આ અશાંતિની અવસ્થામાં વૃદ્ધાવસ્થાનો કલેશ, વ્યાધિની યંત્રણા, જીવનની આખરની હાલત જોઈ સંસાર ઉપર ઘણોજ વીતરાગ થયો, એવે સમયે સંસારના સુખ દુઃખથી અતીત, સદાનંદ ભિક્ષુકની પ્રશાંત મૂર્તિ જોઈ તેણે વિચાર કર્યો કે આણેજ સર્વ અનિત્યતાના પંજામાં છુટવાનો ઉપાય મેળવ્યો છે. હું પણ આ ભિક્ષુકનો માર્ગ અવલંબન કરી, બીજા માણસોને આ માર્ગ અવલંબન કરવાનો ઉપદેશ આપીશ. પહેલાં મેં વિચાર કર્યો હતો ખરો કે સંસારી થઈ લોકોને ધર્મ શિક્ષણ આપીશ, હમણા જોઉં છે કે તે થનારૂં નથી. જીવન મન ઉત્સર્ગ નહિ કરૂં તો દેશવ્યાપી અધર્મથી લોકોને બચાવી શકાશે નહિ. સંસા-

રમાં રહીને ધર્મ પાલવો એ સંભવે છે તો ખરૂં પરંતુ સર્વસ્વ ઉત્સર્ગ કરી ઉદાશીન ન થાઉં તો, અને ધર્મને માટે ઉન્મત્ત થઈને બહાર નિકળી ન પડું તો ધર્મ રહિત મનુષ્યોને મ્હારાથી સત્માર્ગે ચઢાવી શકાશે નહિ.

---

## પ્રકરણ ૫ મું.

### નવીન સન્યાસી.

પ્રબળ તોફાન થતું હતું, દિવસ જતા હતા, રાત્રિ જતી હતી પણ તોફાનની નિવૃત્તિ તો થઇ નહિ. જેમ જેમ તોફાન થયાને વધારે દિવસ ગયા તેમ તેમ તોફાન તો વધારે જોરથી થતું ગયું. જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ -હૃદયનું તુમુલ આન્દોલન ઘોર થતું ગયું. કુમાર વિજન બગીચાંમાં સૂર્યોદય થતાજ ઘેરથી નિકળી આન્દોલનનો છેલ્લો ફેંસલો આણવા માટે વિશાળ વૃક્ષની નીચે બેસતો, પ્રાતઃસૂર્ય મધ્યાન્હાકાશને સમુજ્વલ કરતો, મધ્યાન્હ સૂર્ય ચારે દિશાને વિષાદાન્ધકારમાં છાઈ પશ્ચિમમાં જતો રહેતો. અસ્તમિત સૂર્ય અંધકારરમય દેશને સ્વ તેજથી દીપ્તિમાન

કરી પાછો પૂર્વાકાશમાં કિરણની છટા ફેલાવતો. તથાપિ કુમારે તો તે વૃક્ષતલ છોડયુંજ નહિ. અનાહારે અનિદ્રાએ રાત્ર દિવસ જવાં લાગ્યાં પરંતુ કુમારના હૃદયમાં જે મ્હોટું તોફાન ચાલી રહ્યું હતું તેની નિવૃતિ તો થઈજ નહિ. સંસારમાં રહું તો પ્રાણની આકાંક્ષા પૂર્ણ તો થાય નહિ પણ પિતાના સ્નેહમય પ્રાણમાં હું કેવી રીતે આઘાત કરૂં, માતૃસમા ગૌતમીનું સ્નેહ બંધન કેવી રીતે છિન્ન કરૂં, પતિપ્રાણા ગોપાને કેવી રીતે આખા જન્મારાને માટે છોડી ચાલ્યો જાઉં, એ વિચાર તેને ઘણુંજ કષ્ટ આવતો હતો. કોઈ કોઈવાર મનમાં દૃઢ નિશ્ચય કરતો કે હવે તો પિતાનો અપાર સ્નેહ, તેનું કરૂણામય મુખ મનમાં લાવી વૈરાગ્યની સર્વ દૃઢતાને વિલીનજ કરી નાંખું. ઘણીએક વાર સંસાર ત્યાગ કરવાનેજ માટે તેના મનમાં દૃઢ સંકલ્પ થતો. પરંતુ ગોપાની વાત જ્યારે મનમાં આવતી-ગોપા જે સ્વામી શિવાય બીજાં કોઈને ઓળખતી પણ નહોતી, ગોપા જે સ્વામીનેજ એક માત્ર જીવનનો આશ્રય સમજતી હતી, ગોપા જે કોઈ દહાડો પણ કંઈ કઠોર વાક્ય બોલી નહોતી, ગોપા જે પ્રેમનીજ બનેલી હતી, તે ગોપાની વાત જ્યારે મનમાં આવતી

ત્યારે તો સર્વ સંકલ્પ આકાશમાં મળી જતા હતા. પરંતુ બીજી બાજુએ જોતાં જીવન ધારણ ઘણુંજ બોજા સમાન જણાવવા લાગ્યું, આ પાપી હૃદય ધારણ કરી જગત્‌માં રહેવું તેને મુશ્કિલ જણાવવા માંડયું, દેશમાં ધર્મના નામથી અધર્મનુંજ રાજ સ્થપાયલું જોઈ, નરનારીનો પ્રાણ રાત્ર દિવસ જરા વ્યાધિ અને મૃત્યુની યંત્રણામાં દગ્ધ થતો જોઈ, અસાર વસ્તુ લઈ કરોડો માણસોને રાત્ર દિવસ ગાળતાં જોઈ કુમારનો પ્રાણ દારૂણ દુઃખથી પૂર્ણ થતો અને મુક્તિનો ઉપાય શોધવામાંજ અને નરનારીનાં દુઃખ દૂર કરવામાં સર્વસ્વ અર્પણ કરવા માટે તૈયાર થતો. સર્વ સુખનું વિસર્જન કરી પોતાના અને પારકાના પ્રકૃત હિતને માટે પૃથ્વીના સર્વ દુઃખ પોતાનાજ માથા ઉપર લઈ લેવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો.

સિદ્ધાર્થના હૃદયમાં આવી રીતે ઘોરતર સંગ્રામ થતો હતો, એવામાં ખબર મળ્યા કે ગોપાએ એક પુત્રને પ્રસવ આપ્યો છે. સિદ્ધાર્થ એ ખબર સાંભળતાંજ બોલી ઉઠયો, વળી આ બીજું એક બંધન આવી પડયું. પુત્રસુખમાંથી નિકળેલું આ વાકય લોકો તરફથી સાંભળતાં રાજાએ કહ્યું, મ્હારા પૌત્રનું

નામ રાહુલ પાડીશ. સિદ્ધાર્થે જોયું કે એક સંસાર બંધનને છિન્ન કરવા માટે મ્હારો પ્રાણ ક્યારનો રાત્ર દિવસ આકુલ વ્યાકુલ થતોજ હતો, તેવામાં વળી સંસારનું આ બીજું એક નવું બંધન ક્યાંથી આવ્યું, હવે થોડા પણ દિવસ જો સંસારમાં વધારે રહ્યો તો હજી વધારે બંધન આવી ચઢશે. આવો વિચાર કરી જલદીથીજ સંસાર છોડી જવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો. પુત્રના જન્મના સમાચાર સાંભળી કુમાર વિષન્ન અને ચિંતિત થઈ રાજભવનમાં જવા નિકળ્યો. રસ્તામાં જતાં જતાં જુએ છે તો આખું શહેર શુભ સમાચારથી ઉત્સવની મૂર્ત્તિ ધારણ કરી રહ્યું છે. શાક્યો જયોલ્લાસથી ચારે બાજુને ઘણુંઘણાવી રહ્યા છે. સિદ્ધાર્થ આવે છે એ સમાચાર સાંભલતાંજ સ્ત્રીઓ મંગળગીત ગાતી તેની અભ્યર્થના કરવા માટે ઘરની બારીમાં તેમજ અગાશી ઉપર હાર બંધ ઉભી રહી. સુસજ્જિત રાજ માર્ગપર ઘરોમાંથી ફૂલના તોરા અને કુસુમમાલિકા અવિરલધારથી રાજકુમારની ઉપર વર્ષિત થવા માંડી. શહેર રમણી કંઠમાંથી નિકળતા ગીતોથી ગાજી રહ્યું અને પુષ્પના વાસથી મ્હેકી રહ્યું. સમુદય આનંદ કોલાહલ ભેદી કૃશા ગૌતમી

નામની એક શાક્ય કુમારી ગાતી હતી, તેનો સ્વર સંભળાતો હતો. "આવો જેનો પુત્ર છે તેજ પિતા માતા સુખી છે, એવો જેનો સ્વામી છે તેજ સ્ત્રી સુખી છે." આ સુમધુર સંગીતે સિદ્ધાર્થનો મનોયોગ આકર્ષી આનંદ ઉલ્લાસમાં તેનો ચિંતાસ્ત્રોત પ્રવાહિત કર્યો. પાપના બોજા તળે પ્રાણ દબાયલો છે તે શું વ-ળી આ પૃથ્વીમાં સુખી હોય? મોહાચ્છન્ન થઈ તે આ લોક અને પરલોકની ઘણીજ દુર્ગતિ આણે છે, આ-વતાં સુખને માટે જીવન મહાદુઃખમાં નિમજ્જિત કરે છે. જ્યારે વાસનારૂપી આગ હોલવાય છે, ત્યારે-જ મનુષ્યને સુખ લાભ થાય છે, જ્યારે મોહ અને દ્વેષાગ્નિ જતા રહે છે, ત્યારેજ માણસ સુખી થઈ શકે છે; જ્યારે ગર્વ, પાપ અને કુસંસ્કારથી ઉત્પન્ન થયેલા મનોવિકાર તિરોહિત થાય છે ત્યારેજ મનુષ્ય સુખનું મ્હોં જુએ છે. આ ચિંતામાં કુમાર ડુબી ગ-યો. વગર પાયાનાજ આનંદમાં તેનું હૃદય કુમારીનું સંગીત સાંભળી તરવા લાગ્યું. તેને જીવનના મર્મની વાત સંગીત સાંભળતાં યાદ આવી ગઈ, કુમારી ઉપર કૃતજ્ઞ થઈ પોતાના ગળામાંનો ઘણો મૂલ્યવાન હાર તેને ઈનામ સ્વરૂપ મોકલી દીધો. શાક્ય કુમા-

રીએ તો મનમાં ને મનમાં હોંસ કરી આકાશમાં મહેલ ચણી દીધો. હતભાગિનીએ ધાર્યું છે "સિદ્ધાર્થ મ્હારા સૌન્દર્યમાં ડુબી તેના પ્રેમનું આ ચિહ્ન મોકલ્યું છે." કુમાર તો તેની તરફ જોયા વગરજ ચાલ્યો ગયો.

રાજકુમાર આનંદના તરંગ ઓળંગતો એકદમ રાજભવનમાં આવ્યો. કલકંઠા સ્ત્રીઓના ગીતધ્વનિ, વીણાનો મધુર સ્વર, પક્ષીઓના કલધ્વનિ તેના ઉદ્‌ભ્રાન્ત મનને પ્રશાંત કરવા ઘણા યત્ન કરી રહ્યા. પરંતુ કોઈ રીતે કંઈ પણ અસર કરી સકયા નહિ. કુમારનું મન કોઈ રીતે આત્મ સંકલ્પ વિસરી સક્યું નહિ. તેણે હમણા જીવનનું મહાવ્રત જોયું હતું, કોણ તેને એ વ્રતથી તોડે? સ્વર્ગીય બળથી તે ખેંચાયો હતો તો કોણ તેમને આબદ્ધ કરી શકે? તેણે સંસાર છોડવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી, પરંતુ પિતાના ન જાણતાં ગૃહ ત્યાગ કરૂં તો પિતાનો કરૂણ પ્રાણ ઘણોજ શૈલ્ય વિદ્ધ થાય; એ વિચાર કરી અશ્રુજળથી મુખ મંડળ અભિષિક્ત કરી તેણે પિતાની પાસે પોતાના મનનો ભાવ જણાવ્યો.

પુત્રવત્સલ શુદ્ધોદન પુત્રની આ નિદારૂણ વાત સાંભળી હતચેતન થયો. ઘણીવાર પછી શુદ્ધિ આવ-

તાં અશ્રુપૂર્ણ નયનથી અર્દ્ધસ્ફુટભાવથી બોલ્યો, "પ્રિયવત્સ! સંસાર ત્યાગ કરવાની તને તે શી જરૂર છે. તને દુઃખ શેનું છે, સંસારમાં તને ખોટ શેની છે? તને આવી રૂપવતી જીવનતોષિણી ભાર્યા છે, લાવણ્ય લીલા ભૂમિ દિવ્યકાંતિનો તારો પુત્ર છે, તેને તે શું દુઃખ છે? અનુપમ રૂપવાળું તારૂં યૌવન છે, વળી આ ઉમ્મરમાં તે યોગીનો વેશ શું શોભશે? પુષ્પના પણ આઘાતથી જે શરીર કરમાઈ જતું, તે શરીર ભિખારીનો પોશાક સહન કરી સકશે? પ્રાણાધિક! તને મેળવીને હું હાથમાં સ્વર્ગ મળ્યું એમ ધારતો હતો, તને મેળવીને તો હું પ્રાણપ્રેયસીની મૃત્યુ યંત્રણા વિસર્યો છું, તુંજ મ્હારા દુઃખમાં એક અમૂલ્ય રત્ન રહ્યો છે. મ્હારી વૃદ્ધાવસ્થાનો તું અવલંબન છે, આંધળાની લાકડી સમાન મ્હારો આધાર છે. મને છોડીને શું તું જઈશ? તને છોડયા પછી મ્હારે તન મન ધન જીવનની જરૂર નથી. મ્હારા જીવન મ્હારા સર્વસ્વ મ્હારા ધન! મને છોડી તું જઈશ નહિ." આમ કહેતાં કહેતાં રાજાની જીભ અટકી પડી. અજસ્રધારે અશ્રુજળ ગાલ ભીંજવી જમીનપર ટપકવા લાગ્યું. સિદ્ધાર્થ પણ પિતાના દુઃખે ઉચ્ચૈઃસ્વરથી

રોવા લાગ્યો. શોકનો પહેલો ઉચ્છાસ કંઈક પ્રશાંત થયો, બન્ને જણા ઘણીવાર સુધી મુગા બેસી રહ્યા. આખરે રાજા બોલ્યો, "શા માટે તું સંસાર ત્યાગી થાય છે તે કહે? તું જે માગે તે હું આપીશ, મ્હારાઉપર તેમજ આ રાજકુળ ઉપર અનુગ્રહ કરી, અમારો ત્યાગ કરીશ મા." કુમાર બોલ્યો, "મને ચાર વરદાન આપો. જો મારી ભિક્ષા પૂર્ણ કરી શકશો તોજ હું ઘરમાં રહીશ, નહિ તો મને સંસારમાં કંઈ પણ રાખી સકશે નહિ. મ્હારી ભિક્ષા આ છે કે, "જરા મને ઘેરે નહિ, મ્હારૂં યૌવન ચિરસ્થાયી રહે, સર્વદા તનદુરસ્ત રહી મને વ્યાધિ કદી સ્પર્શ પણ કરી શકે નહિ, મ્હારી હયાતી કાયમ રહે, મૃત્યુ પાસે આવે નહિ જરાવ્યાધિ અને મૃત્યુ ભયની હું શંકિત થયો છું. શું કરે તેમના હાથથી છુટું તે કહો, તોજ હું ગૃહત્યાગી થઈશ નહિ." રાજા પુત્રની વાત સાંભળી શોકાર્ત -હૃદયથી બોલ્યો, "જરા વ્યાધિ અને મૃત્યુ ભયથી તને બચાવું એવી તે મ્હારી શક્તિ શી છે? કલ્પના કલ્પસુધી તપશ્ચર્યામાં રત થયલા ઋષિઓ પણ એના હાથથી છુટવા પામ્યા નથી." જ્યારે કુમારે કહ્યું, "જો મ્હારી આ પ્રાર્થના પૂર્ણ કરી નહિ શકો તો મ્હારી બીજી એક

માગણી છે. તૃષ્ણાથી ભરેલો તમારો પુત્ર સ્નેહ છિન્ન કરો, જગતના દુઃખ દૂર કરવામાં આ જીવન ઉત્સર્ગ કરૂં તેમાં મને અનુમતિ આપો." પુત્રની પ્રાર્થના સાંભળી શુદ્ધોદન આર્ત્તસ્વરથી ચારે બાજુ શોકાતુર કરતો વિલાપ કરવા લાગ્યો. પુત્ર તેને ગળે બાઝી તેને રોતાં અટકાવવા ઘણુંએ રડ્યો. પરંતુ સર્વ વિફળ ગયું. રાજાના રોદનથી પથ્થર પણ પીંગળ્યો. પરંતુ સિદ્ધાર્થનું મન ડગ્યું નહિ. રાજાના વિલાપ વચન સાંભળી સિદ્ધાર્થના આયત લોચનમાંથી જળ ધારા વરસવા લાગી પરંતુ તેણે પોતાનો સ્થિર નિશ્ચય ફેરવ્યો નહિ. જ્યારે સર્વ યત્ન વ્યર્થ ગયા, ત્યારે રાજાએ શોક વિદગ્ધ -હૃદયથી સાશ્રુનયને પુત્રને ઉદાસીન થવાની અનુમતિ આપી. ધર્મ લાભની પોતાના પુત્રની અદમ્ય આકાંક્ષા જોઈ ધાર્મિક પિતાએ એક માત્ર પુત્રને વનવાસી થવાની અનુમતિ આપી. સિદ્ધાર્થ ભક્તિથી પિતૃચરણમાં પ્રણામ કરી વિદાય થયો અને અંતઃપુરમાં પોતાના સૂવાના ઓરડામાં જઈ સૂતો.

શુદ્ધોદન તો પુત્રને સન્યાસી થવાની અનુમતિ આપી વિલાપ કરવા લાગ્યો. કેટલીકવાર મૂર્છિત થતો હતો વળી પાછો શુદ્ધિમાં આવી વિલાપ ધ્વનિ-

થી ચારે બાજુ ગજાવી મુકતો હતો. થોડીવારમાં આમોદ કોલાહલ બધો બંધ થઈ ગયો, નગરીએ વિષાદની મૂર્ત્તિ ધારણ કરી. શાક્યો આ વાત સાંભળી કહેવા લાગ્યા, "મહારાજ! નિશ્ચિંત થાઓ, કુમારને અમે બચાવીશું. તેઓ તો એકજ છે અને હમે તો હજારો છિયે, તો ક્યાંથી ઘરમાંથી તેઓ નાશી જવા પામશે?" પાંચસો શાક્યવીર હથિયાર સજી કુમારની રક્ષા હમે કરીશુંજ એમ દંભથી બોલ્યા. તેમના પગનું આસ્ફાલન સાંભળી શુદ્ધોદનનો ઉત્તેજીત પ્રાણ કંઈક સ્વસ્થ થયો. શાક્યવીર કોઈ તો હાથીપર અને કોઈ તો ઘોડાપર ચઢી નગરની ચારેબાજુના દરવાજા ઉપર પહેરો ભરવા લાગ્યા. કુમાર ગૃહત્યાગી થશે એ ખબર અન્તઃપુરમાં ફેલાતાં મહા પ્રભાવતી ગૌતમીએ ચેટીઓને બોલાવીને સેંકડો દીવા સળગાવી દેવાનો હુકમ આપ્યો, અંધકાર સ્થાન જાણે સૂર્યના અજવાળાથી પ્રકાશિત થયું. દાસ દાસીઓએ પ્રતિજ્ઞા કરી કે આખી રાત્રિ પણ જાગીને કુમારને તો જવા દઈશુંનહિજ. રામજનીઓ મનોહારિ ભૂષણથી અલંકૃત થઈ સિદ્ધાર્થના સૂવાના ઓરડામાં આવી અને વિવિધ પ્રકારના હાવભાવ અને લીલા કરતી નાચવા ગાવા લાગી.

સ્ત્રીઓ વિવિધ રસથી લટકો કરતી, વિવિધ પ્રકારના કટાક્ષ કરી તેમના ઉદાસ પ્રાણનું હરણ કરવાને યત્ન કરવા લાગી, તેના ઉદ્દભ્રાન્ત મનને પ્રશાંત કરવાની કોશિશ તેમણે કરવા માંડી પરંતુ કોઈ રીતે તેમના અચલ મનને ચંચળ કરવા પામ્યાં નહિ. રાજકુમારને ઉંઘ આવી ગઈ. "જેને માટે અમે આટલો બધો યત્ન કર્યો તે તો ઉંઘી ગયા, હવે હમારે નાચવું ગાવું શા માટે જોઈએ ?" આવું કહી સ્ત્રીઓ પોત પોતાને મુકામે જઈ સૂઈ ગઈ. ઓરડાના દીવા જરા ઝાખા થયા, અડધીરાત જ્યારે જવા આવી, જીવજંતુ જ્યારે સર્વ નિદ્રાના સુકોમળ અંકમાં વિશ્રામ પામી ગયાં, રાતની વિશાળ નિસ્તબ્ધના ભેદી જ્યારે કેવળ નિશાચર પ્રાણીનીજ વિકટ ગર્જના સંભળાવા માંડી, ત્યારે સિદ્ધાર્થ ધીરે ધીરે બિછાના ઉપરથી ઉઠીને બેઠો. ચારે બાજુએ જુએ છે તો રામજનીઓ ઉંઘે છે અને તેમાંથી કેટલીકના લુધડાંના છેડા ખસી ગયાથી બીભત્સ વેશ ધારણ કર્યો છે. કેટલીકે તો તેમના અંબોડા છુટી ગયાથી વાળનાં લટીઆં મુખ ઉપર પડતાં ભયંકર મૂર્ત્તિ અવલંબન કરી છે, કેટલીકના અલંકાર નિકળી પડ્યા છે, કેટલી તેમના મુખપર વિકટ આવ-

ભાવ દેખાયાથી ભય ઉપજાવે છે. કોઈ અમાનુષ હાસ્ય કરે છે, અને કોઈ તો બકે છે, કોઈ દાંત કડકડાવે છે, કોઇના મુખમાંથી લાળ નિકળે છે, કોઈનાં ઘોરણ બોલવાથી ઘર શબ્દાયમાન થાય છે, ઘરમાંની સ્મશાનમૂર્ત્તિ જોઈને સિદ્ધાર્થ માનવ શરીરના ઉપર હતશ્રદ્ધ થઈ પડયો. જે રમણીદેહ થોડીવાર પહેલાં સુન્દર વેશમાં મનોહર દેખાતા હતા, તે દેહલતિકાનો વીભત્સ વેશ જોઈને સિદ્ધાર્થના પ્રાણમાં ભોગ વિલાસના ઉપર ઘણો ધિક્કાર છુટયો. તે દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યો, "આ રાક્ષસીઓની સાથે મનુષ્ય કેવી રીતે સુખ ભોગવે છે. એની મને જરૂર નથી હું ચિર વિદાય લઉંછું. દુર્મતિ જીવો પિંજરામાં બદ્ધ થયલા પક્ષીની પેઠે ઈન્દ્રિયના દાસ થઈને મોહાન્ધકારથી મુક્ત થઈ શકશે નહિ." આ સ્મશ્નાન જેવો દેખાવ જોઈને સિદ્ધાર્થનું જ્ઞાન નેત્ર ઉઘડયું. તેણે જીવનના લક્ષ્યનું સ્મરણ કર્યું. તેણે સંકલ્પ કર્યો કે, પ્રાણિવૃન્દને તૃષ્ણાના દુશ્છેદ્ય બંધનથી છોડાવીશ, અજ્ઞાન તિમિરથી ઘેરાયલા સંસારી લોકોના અવિદ્યાન્ધકાર દૂર કરીને ધર્મના તેજથી તેઓની પ્રજ્ઞાચક્ષુ વિશુદ્ધ કરીશ, ગર્વ સ્ફીત માણસોનો અહંકાર વિનષ્ટ કરીશ, અને

સંસારની વાસનાને તિરોહિત કરનાર અને હૃદય મનને તૃપ્તકારી નવો ધર્મ પ્રકાશ કરીશ." જીવનના ઉંચા ઉદ્દેશ વિશે વિચાર કરતાં કરતાં જેનો ધર્મ ભાવ ઉદ્દીપ્ત થઈ પડ્યો; અને આત્મ વિસર્જનની દુર્જય વાસના, પાપના ઉપર અસીમ ધિક્કાર, ધર્મને માટે અજેય તૃષ્ણા, તથા જીવના ઉપર અપાર કરૂણાથી તે અભિભૂત થયો. સૂતેલી સ્ત્રીઓના ઉપર ફરી તેની નજર પડી. આ વેળાએ તેઓને માટે ઘણી કરૂણા ઉત્પન્ન થઈ. વધ્ય પશુની પેઠે સ્ત્રીઓ ઈન્દ્રિયપાશમાં બદ્ધ થઈ છે, મહાપંક નિમગ્ન દુર્બલ હાથીનાં પ્રમાણે મહામોહમાં નિમગ્ન થઈ છે, દીવામાં પડતા પતંગની માફક એઓ વાસનાનલમાં ભસ્મીભૂત થવા લાગી છે, જાળમાં ફસાયલાં માછલાંની પેઠે એઓ પ્રલોભનમાં ભમે છે, મહાસમુદ્રમાં ભાગેલી હોડીની પ્રમાણે એઓનું જીવન ડુબવાની તૈયારીમાં છે, કૃષ્ણ પક્ષના ચંદ્રમાની પેઠે એઓનું જીવન યૌવન શુષ્ક થાય છે, મૂત્ર નરકમાં રમતા કીડાના પ્રમાણે એઓ અસાર ખુશી ખુશાલીમાં સુખી થાય છે. હાય ! એઓને કેવું કષ્ટ પડે છે ! એઓના જીવનનું કેવું ભયંકર પરિણામ છે. કોણ આમની

દુર્દશા દૂર કરશે ? કેવી રીતે જીવની આ દુર્દશા દૂર થશે ? આ જીવ શરીર કેવું અસાર છે, આ શરીરમાં આંસુ, પસીનો, મૂત્ર અને નરક રહેલું છે. કલેજુ, પિત્તરસ, ચામડી, નસો, ફેફસુ વગેરે અંદરના ભાગ ખરાબ રીતે સંચાલિત થાય છે, લોહીનું સ્રોત પ્રબલ વેગથી પ્રધાવિત થાય છે, નાના પ્રકારના કીટ પણ આ શરીરમાં રહેલા છે. આ શરીરના અંદરના ભાગ જોયાથી કોને ભય ન થાય ? આ અસાર શરીરને માટે મનુષ્ય કેવા પાપમાં મગ્ન થાય છે ? એનો વિચાર કરતાં કરતાં જીવના દુઃખમાં મ્રિયમાણ સિદ્ધાર્થના ગાલ ઉપર આંસુની ધારા પડવા લાગી. પૂર્વના મહાત્માઓએ જીવનાં પાપ દૂર કરવા માટે આત્મ બલિદાન આપ્યું છે, તેઓનાં મહાન્ જીવનનાં ઉજ્વલ દૃષ્ટાંતનું સ્મરણ કરીને હવે સંસારનો ત્યાગ કરવાનો એણે સંકલ્પ કર્યો. ઘરના દરવાજા ઉપર આવીને જુએ છે તો ચંદ્રના તેજથી બધુ પ્રકાશ પામે છે. જન પ્રાણીનો શબ્દ નથી, સર્વ સૂતા છે, કેવળ ઘણે દૂર અનંત આકાશમાં ચંદ્રમા અને તારા ઉંઘતા નથી, તેઓ જોતા રહેલા છે. સિદ્ધાર્થે અનિમેષ લોચનથી અસીમ આકાશની તરફ નજર કરીને જોયું તો તેઓ

થોડીવાર પછી અનંતમાં વિલીન થઈ ગયા. પૃથ્વીને માટેજ તેઓનું જીવન છે, એ સત્ય જાણ્યું.

તેણે બહાર નજર કરીને જોયું તો દરવાજાની પાસે સાવચેત થઈને કોઈ ઉભેલો છે. બોલાવ્યાથી સારથિ છન્દક આવ્યો. તેને કહ્યું, "હમણા હું ઘર છોડીને જવા ઈચ્છુ છું, તું ઘોડાને તૈયાર કર. બાલ્યકાલથી જેને માટે મારો પ્રાણ રૂવે છે, તેનો લાભ આજ કરીશ. છંદક હવે વાર લગાડીશ નહિ, જલદીથી ઘોડો તૈયાર કરીને લાવ."

રાજકુમારની આવી ભયાનક વાત સાંભળીને છંદકના માથા ઉપર વિજળી પડી હોય એમ જણાયું, તેથી તેનાથી કંઈ બોલાયું નહિ. ઘણી મુસ્કિલીથી શોકનો વેગ સમાવીને બોલ્યો, "રાજકુમાર! આવી ભયાનક વાત કહેશો ના, આ કમળના જેવું કોમળ શરીર, આ ચંદ્રના જેવું મુખ, અને પદ્મના જેવાં દેખાવડાં લોચન શું તપશ્ચર્યાને યોગ્ય છે? આપ આ દુરાકાંક્ષાનો પરિત્યાગ કરો, અમારૂં જીવન બચાવો."

સિદ્ધાર્થે તેના ઉત્તરમાં કહ્યું, "છંદક! કોઈ ખુશીથી પ્રાણપ્રિયા સ્ત્રી, પ્રાણ સરખા પુત્ર, સ્નેહમય પિતાનો પરિત્યાગ કરે? સંસારમાં રહેવાની મારી

ઈચ્છા નથી, નાના પ્રકારના ભોગ વિલાસમાં ઘેરાઈને હું તેમાં પણ નિર્લિપ્ત હતો, નાના પ્રકારના સુખૈશ્ચર્યમાં રહીને પણ મારૂં મન તૃપ્ત થતું નહોતું. જેથી મન તૃપ્ત થતું નથી, તેણેવડે કેવી રીતે આ જીવન ગાળું? મેં પ્રતિજ્ઞા લીધી છે કે આ જીવન તપશ્ચર્યામાં લગાડીશ, આમાં મારૂં શરીર નષ્ટ થશે તો પણ હું મારા મનથી સફલ થયલો સમજીશ. ધર્મહીનતા હવે સહન થતી નથી. જીવનું દુ:ખ હવે સહન કરી શકતો નથી, છંદક! ગૃહત્યાગમાં તું મને મદદ આપ, તપશ્ચર્યામાં વિઘ્ન થવા દઈશ નહિ."

છંદકે કહ્યું, "દેવેન્દ્ર અથવા મનુષ્યેન્દ્ર થવા માટે દુર્ગમ તપશ્ચર્યામાં નિયુક્ત થાય છે. આપને તેમાં કંઈ પણ ઓછાપણું નથી. ઘણા માણસોથી ભરપૂર, ઘણા ઐશ્વર્યથી પરિપૂર્ણ આ સુંદર નગર છે, નાનાવિધ પુષ્પફલથી મંડિત અને પક્ષીઓથી શબ્દાયમાન પ્રમોદ ઉદ્યાન છે, કુમુદ અને સફેદ કમળથી પરિશોભિત સરોવર છે, કૈલાસપર્વત જેવા મહાપ્રાસાદ છે, રત્નખચિત જાળીયોથી શોભાયમાન અંત:પુર છે, વિવિધ વાદિત્ર સંયોગથી હાસ્યલીલા છે, ક્રીડા વગેરે ઉપચારનું અપરિમય સુખ છે. આ સર્વ અગાધ સુખનો

ત્યાગ કરીને આપને તપશ્ચર્યા કરવાની શી જરૂર છે? દેવપુત્રનું આવું તરૂણ યૌવન છે, કોમળ શરીર છે, કાળા ભમરના જેવા વાળ છે. હમણા થોભો અને વૃદ્ધ ઉમ્મરમાં તપશ્ચર્યા કરજો."

કુમારે કહ્યું, "વાસના સંભોગ અનિત્ય, અનિશ્ચિત અને ધર્મનાશકર છે. એ વિજળી જેવી ચંચલ છે, પાણીના પરપોટાની પ્રમાણે ક્ષણુસ્થાયી છે, અને તેનું પરિણામ વેદનાત્મક છે. એ માયા મરીચિના જેવું છે. એથી જે પ્રલુબ્ધ થાય છે. તેનું જીવન દુઃખ ભોગવવા પર્યવસિત થાય છે. જ્ઞાનીઓ ભયથી એનો પરિત્યાગ કરે છે, મૂર્ખજ એની સેવા કરે છે. છંદક કોણે ક્યારે કામ્ય વસ્તુના ઉપભોગ દ્વારા કામનાની તૃપ્તિ મેળવી છે? એ જેટલું ભોગવવામાં આવે છે તેટલી ઈચ્છા પ્રબલ થાય છે. ભોગ તૃષ્ણાને અધીન થઈને માનવ શું દુષ્કાર્યમાં રત થતો નથી? તૃષ્ણાના ઘણા દોષ હું જાણું છું. અને હું એમાં જડિત થઈશ નહિ. આ ભવસમુદ્રમાંથી હું પોતે પાર ઉતરીને જગતને પાર ઉતારવાનો માર્ગ દેખાડીશ. હું પોતે મુક્ત થઈને આખા વિશ્વની મુક્તિનો રસ્તો ઉઘાડીશ."

સિદ્ધાર્થની વાત સાંભળીને છંદકે શોકદગ્ધ-હૃદયથી

પૂછ્યું, " દેવ ! આપે શું સંસારનો ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો છે? "

સિદ્ધાર્થે કહ્યું, "અચળ પર્વતના જેવી મારી પ્રતિજ્ઞા સુદૃઢ છે! મોક્ષનો માર્ગ નિર્દ્ધારણ કરવામાં જીવન યૌવનનો ઉત્સર્ગ કર્યો છે. દિઙ્મંડળ ફાડીને તરવારનો જો વરસાદ મારા માથા ઉપર પડે, હિમાલય શિખર નીચે પડીને જો મારો જવાનો માર્ગ બંધ કરે, પાણી ફરીને જો મહાપ્લાવન કરે તો પણ મારો સંકલ્પ વિચલિત થશે નહિ. એટલા માટે મને હવે પ્રતિનિવૃત્ત કરવાનો યત્ન કરીશ નહિ. છંદક તને વિનંતી કરૂં છું કે આ મહાન્ કામમાં મારો સહાય-થા." છંદકની સામે માનવ જીવનનો નવો દરવાજો ઉઘાડો થયો, તે દરવાજામાંથી એક નવું રાજ્ય તેની દૃષ્ટિએ પડ્યું, તે રાજ્યની અસીમતા, તે રાજ્યનું પરાક્રમ અને શોભા જોઈને તે સ્તંભિત, વિસ્મિત અને નીરવ થયો. આવા અપૂર્વ અદૃષ્ટ રાજ્યની નવી વાર્તા જગતમાં આણવા માટે સિદ્ધાર્થ અનિત્ય ક્ષણભંગુર સંસાર સુખનો પરિત્યાગ કરે છે એના કરતા જીવનનો સદ્‌વ્યય બીજો શો હોય, એ વિચાર આવ્યાથી છંદક બોલ્યો, "પ્રભુની આજ્ઞા પાળવામાં જો આ

જીવન અર્પણ કરવું પડે તો તેમાં આ દાસ કુંઠિત થ-નાર નથી.” દ્રુતગામી અશ્વ તૈયાર કરવાને માટે છં-દક અશ્વાલયમાં ગયો. છંદક ગયા પછી સિદ્ધાર્થ વિ-ચાર કરવા લાગ્યો કે આખા જન્મને માટે સંસારનો ત્યાગ કરીને જાઉં છું, જવાની વેળાએ એકવાર નવા અવતરેલા પુત્ર અને પ્રાણધિક ગોપાનું મુખ જોઈને જાઉં, મનમાં ને મનમાં આવો વિચાર કરીને ધીર ભાવથી પગ ઉપાડતો તે સૂવાવડના ઓરડામાં આ-વ્યો. આવીને જુએ છે તો દીવો ઝાંખો બળે છે, સા-ત દિવસનો બાળક ઓરડાને પ્રકાશિત કરી રહેલો છે, ગોપા છુટા વાળથી એક હાથ બાળકના મસ્તક નીચે અને બીજે હાથ તેની છાતીપર રાખીને પુષ્પ શય્યા માં અચેતન અવસ્થામાં સૂતી છે. સંતાનને જન્મમાં આજ છેલ્લીવાર છાતી પાસે લઉં એ સિદ્ધાર્થની ઈચ્છા હતી પરંતુ તે પૂર્ણ થઈ નહિ. કદાચ ગોપાની નિદ્રાનો ભંગ થાય, કદાચ ગૃહત્યાગનો આટલો યત્ન કરેલો વ્ય-ર્થ જાય, એ ભયથી તેની છેલ્લી આશા પૂર્ણ થઈ નહિ.

સિદ્ધાર્થ પથ્થરની પેઠે ઉભો રહ્યો, પળમાં કેટ-લી જાતના તર્કવિતર્ક મનમાં થઈને ચલ્યા ગયા. પ-છી તરત દુર્જય બળપ્રયોગ કરીને -હૃદયમાંનું

સ્નેહનું મૂળ જડમૂળમાંથી ઉખાડી નાંખ્યું. ઉન્મત્તની પેઠે દોડતો અંતઃપુરની સીમાથી ચાલ્યો ગયો અને ત્યાં ઉન્મનસ્ક ભાવથી છંદકની વાટ જોતો બેઠો. એટલામાં છંદક ઘણોજ દોડનાર કંઠક નામનો મોટો સફેદ રંગનો ઘોડો તૈયાર કરીને લાવ્યો. સિદ્ધાર્થ તરત એક છલંગ મારીને ઘોડાઉપર સવાર થયો. શહેરને દરવાજે દરવાજે સેંકડો ચોકીદાર જાગ્રત બેઠા હશે એવું ધારીને તે ચુપચાપ શહેરના કોટની દિવાલ ઉપર ઘોડો ચલાવતો ચાલ્યો. છંદક પણ તેની સાથે ને સાથે મુંગો જતો હતો. ઘણો બળવાન્ ઘોડો એક છલંગ મારીને દિવાલ ઉપરથી કુદકો મારી શહેરેથી બહાર નિકળ્યો. જે નગરમાં સ્નેહમય પિતા છે, પતિપ્રાણા ભાર્યા છે, તરતનો અવતરેલા પુત્ર છે, અને જીવનનુ લીલા સ્થાન છે તે નગરના ઉપર છેલ્લી દૃષ્ટિ ફેંકવાને માટે સિદ્ધાર્થે ઘોડાને થોભાવ્યો. તેના હૃદયની આ દુર્બલતાનો આશ્રય કરીને પ્રલોભન તેને અભિપ્સિત વ્રતમાંથી પાછો હઠાવવાનો યત્ન કરવામાં લાગ્યું. રાજ્ય સુખનું પ્રલોભન તેના હૃદયમાં ઉદિત થયું. સિદ્ધાર્થે ભીમ બળથી તે પ્રલોભનનો પરાજય કર્યો. તે ધર્મને માટે તૃષિત હતો, અને નરનારીના

દુ:ખમાં દગ્ધ હતો તેથી પ્રલોભનથી છુટવા પામ્યો. હાય ! આ પૃથ્વીમાં પુષ્કળ દુર્બળ ચિત્તવાળા મનુષ્યો ધર્મને માટે એક પગલું આગળ વધે છે એટલામાં પ્રલોભન આવે છે તો તેઓ તેમાં જડિત થઈ જાય છે.

સિદ્ધાર્થે લગામની ઈશારત કરી તેથી ઘોડો નક્ષત્રની વેગની પેઠે દક્ષિણ પૂર્વ તરફ દોડયો. માર્ગમાં સેંકડો વિઘ્નનો અતિક્રમ કરીને ઘોડો દોડવા લાગ્યો. શાકય રાજ્ય છોડીને વૈશાલીમાં ગયો, તે રાજ્ય છોડીને મલ્લ રાજ્યમાં પેઠો. ઘણા દેશ અને ઘણાં ગામડાં છોડીને સવારે ઘોડો કંપિલવસ્તુથી ૪૫ કોશ ઉપર આનોમા નદીના કિનારે પહોચ્યો. નદી ઉતરીને સિદ્ધાર્થ ઘોડા ઉપરથી ઉતર્યો. નદીની રૂપા જેવી રેતીના ઉપર ઉભો રહીને તે બોલ્યો, "છંદક ! મારો પોશાક અને ઘોડો લઈને તું પાછો જા. હું સન્યાસીનો વેશ ધારણ કરીને મરજી પ્રમાણે ચાલ્યો જઈશ." આ સાંભળીને છંદકે કહ્યું, "સ્વામી! હું પણ સન્યાસી થઈને આપની જોડે આવીશ." છંદકે ઘણી વિનંતિ કરી પણ સિદ્ધાર્થે તેની પ્રાર્થના કંઈ પણ ગ્રાહ્ય કરી નહિ. તેણે બધા અલંકાર અને પોશાક ઉતારીને છંદકના હાથમાં આ-

પ્યા. છંદક મુગે મોઢે સજળ નયનથી આ દુઃખદાયક દેખાવ જોવા લાગ્યો. "ચીકણા કાળા ભમર જેવા લાંબા વાળ સન્યાસીને શોભા આપતા નથી." એવો મનમાં વિચાર કરીને હાથમાંની કટારવડે સિદ્ધાર્થે તે કાપી નાંખ્યા. પોતે પહેરેલાં રત્ન જડિત વસ્ત્ર ઉપર નજર કરીને વિચાર કર્યો કે, "આ કિંમતી વસ્ત્ર ભિક્ષુકને યોગ્ય નથી, એટલા માટે તેનો પણ ત્યાગ કરવા જોઈએ." ચારે બાજુએ નજર ફેંકીને જોયું તો એક વાઘરી જીર્ણ કાષાય વસ્ત્ર પહેરીને નદી કિનારા ઉપર શિકાર સોધતો ફરતો હતો. તેને પાસે બોલાવીને તેના વસ્ત્રની સાથે પોતાના વસ્ત્રનું પરિવર્તન કર્યું. વાઘરી આનંદથી ઉત્ફુલ્લ થઈને વસ્ત્ર વેચવા માટે નગર તરફ ગયો. જેનું શરીર સર્વદા મણિ મુક્તાથી જડિત રહેતું હતું, જેના વાળની સુંદરતા કરવા માટે ઘણીક વિલાસની સામગ્રીઓ તૈયાર કરવામાં ઘણાક નોકર લાગી રહેતા હતા. જે દિવસના વિભિન્ન સમયે વિભિન્ન વેશ પહેરતો હતો, જે ગાડી ઘોડા વિના કદીં પણ એક પગલુ ભરતો નહોતો, તે અવર્ણનીય દિવ્યકાંતિ અને સુકોમળ શરીરમાંથી રાજપુત્રે અલંકાર કાઢયા, તે સુન્દર વાળ કાપી નાંખ્યા, સુકોમળ

પગ ઉઘાડા કર્યા, ભગવું ફાટેલું કપડું પહેર્યું, હાથમાં ભિક્ષાપાત્ર લીધું, કમરમાં દોરડું બાંધ્યું, સોય, અસતરો અને પાણી ગાળવાનું વસ્ત્ર લઈને નવીન રાજપુત્ર સન્યાસી થયો. હા પરમેશ્વર! આ સંસારમાં કોને કિયા વેશમાં સજાવે છે. તે કોણ કહી શકે? જે જીવન પર્યંત રાજ્ય સુખ ભોગવશે એવું ધાર્યું હતું તેને ભિક્ષા પાત્ર હાથમાં આપીને ઘરની બહાર કાઢયો છે. જે અવિશ્રાન્ત સુખથી આ જીવન ગાળશે એવું લોકે ધાર્યું હતું. તેની જીવનતરી દુઃખસાગરમાં ડુબાવી નાંખી; અને જે દુર્દિન અંધકારમાં પડીને હવે સુખ સૂર્યનાં સુખનું દર્શન થશે નહિ એમ ધારે તેને ઉચ્ચતમ સોપાન ઉપર ચઢાવી દ્યો છો. પરમેશ્વર ! તમારી ઈચ્છાના ગભીર મર્મનું કોણ ઉદ્ઘાટન કરશે?

રાજકુમારનો સન્યાસ વેશ જોઇને છંદક વસ્ત્રથી મુખ ઢાંકીને રોવા લાગ્યો. કંઠકે રાજકુમારનો સુદીન વેશ જોઈને આંસુ આણ્યાં. પિતાનો અતુલ વિભવ અને સુંદર મહેલ અનુપમ શક્તિ, રૂપવતી ગુણવતી યુવતી ભાર્યા અને સાત દિવસના પુત્રને પછવાડે રાખીને સમુદય બંધન છિન્ન કરીને ઓગત્રીસ વર્ષની ઉમ્મરમાં સિદ્ધાર્થ સન્યાસી થયો. તે નિર્જન નદીની

રેતીમાં, સન્યાસી વેશે સજ્જિત થઇને સિદ્ધાર્થ બોલ્યો, "છંદક ! આ અલંકાર લઈ જઇને પિતાને આપજે. સર્વને કહેજે કે મારે માટે કાંઈ દુઃખ ન કરે. પિતાને કહેજે કે હું અકૃતજ્ઞ નથી. કંઈ સંસારિક દુઃખથી વિરક્ત થઇને હું સન્યાસી થયો નથી. દુઃખ શાંતિનો ઉપાય સોધવા અને જીવની દુર્ગતિ દૂર કરવાને માટે હું સન્યાસી થયો છું. જ્યારે મારી આશા પૂર્ણ થશે. ત્યારે પિતાની પાસે આવીશ, અને સઘળાનાં આંસુ લોહીશ. એટલા માટે તું જલદી ઘેર પાછો જઇને મારા ઉત્કંઠિત પિતાજીને આ ખબર આપીને સાન્ત્વના કર. વધારે વખત થશે તો ઘણા દુઃખને લીધે તેમનું હૃદય ફાટી જશે. વળી ગોપા વિના કોણ મારા બાળકનું રક્ષણ કરશે ? છંદક હવે વિલંબ કરીશ ના, મારે માટે ખેદ કરીશ ના, તું જલદીથી પાછો જા.

છંદક ઘોડો લેઇને વિષણ્ણ મનથી ઘર તરફ ફર્યો. જ્યાં સુધી નજર પહોચી ત્યાં સુધી પછવાડે ફરીને સિદ્ધાર્થને જોતો હતો. જ્યારે તે દેખાયો નહિ ત્યારે ઉંચે અવાજે રોતો રોતો ચારે બાજુએ શોક સાગરમાં તણાતો કપિલવસ્તુ તરફ જવા લાગ્યો. સ્મશાનમાં મૃત પુત્રને અગ્નિસંસ્કાર કરીને પિતા જેમ

રોતો રોતો ઘરમાં પાછો ફરે છે તેમ છંદક પણ આ-જે રોતો રોતો ચાલ્યો. લલિત વિસ્તરમાં લખ્યું છે કે કંઠક ઘોડાએ સ્વામીના વિરહ શોકથી ભગ્ન -હૃદય થઇને માર્ગમાં પ્રાણ ત્યાગ કર્યો હતો.

કુમાર ગૃહમાંથી ગયો ત્યાર પછી અંતઃપુરિકા-ઓએ કુમારને નહિ જોયાથી ઓરડે ઓરડે સોધાવા નિકળી. અન્તઃપુરના સઘળા સ્થાનમાં તપાસ કરી પરંતુ કુમારને જોયો નહિ તેથી તેઓ નિરાશ થઇને ઉંચે સ્વરે વિલાપ કરવા લાગી, ગભીર રાત્રે તેઓનો વિલાપ ધ્વનિ નિદ્રિત પ્રાણીઓને ચમકાવીને જાગ્રત કર્યા. તે વિલાપ ધ્વનિ સાંભળીને શુદ્ધોદન ચિંતાતુર -હૃદયથી બિછાના ઉપરથી ઉઠીને બેઠો અને અંતઃપુ-રમાં શેની ગડબડ થાય છે તે જાણવા માટે શાક્યોને મોકલ્યા. શાક્યો ત્વરાથી ખબર કાઢીને પાછા આ-વીને બોલ્યા, "કુમાર અંતઃપુરમાંથી કહીં જતા રહ્યા છે, ઘણાએ તેની સોધ કરી પણ તેમનો પત્તો મળતો નથી." એવું સાંભળીને શુદ્ધોદનનો પ્રાણ તરફડિયાં મારવા લાગ્યો. ગભરાટમાં આવીને કોઇને નગરદ્વાર-ની રખવાળી કરવામાં, કોઇને નગરમાં સોધવાને મો-કલ્યા. તેઓ પાછા નહિ ફર્યાથી સોધવાને બીજા નવા

માણસો મોકલ્યા. નગરમાં કોઈ પણ જગા સોધ્યા વિનાની રહી નહિ પરંતુ કોઈ જગાએથી પણ કુમાર મળ્યો નહિ. ત્યારે રાજાએ ચારે બાજુએ ઘોડે સવાર મોકલ્યા. અને તેઓને હુકમ આપ્યો કે "કુમારને મેળવ્યા શિવાય તમે ઘેર પાછા આવશો ના." ઘોડે સવારો ચારે બાજુએ વિજળીની પેઠે દોડ્યા. પર્વત કાનનમાં પ્રવેશ કરીને કુમારની તપાસ કરી પણ કુમારનો પત્તો લાગ્યો નહિ. તેઓએ એ દેશ દેશાન્તરમાં જઇને રાજપુત્રની ખોળ કરી; કઈ પણ તે મળ્યો નહિ. ઘણી તપાસ કર્યા પછી એક ઘોડે સવારના ટોળાએ દૂરથી એક માણસને વસ્ત્રાદિ માથા ઉપર મૂકીને આવતો દીઠો. "આ માણસે વસ્ત્રના લોભથી કુમારનાં પ્રાણ લીધા હશે" એવું મનમાં નક્કી કરીને તેઓએ પેલા માણસને પકડયો. એટલામાં છંદક કુમારનાં ઘરેણાં લઇને રોતો રોતો આવ્યો. તેની પાસેથી સર્વ હકીકત જાણી ત્યારે પેલા માણુણને છોડી મૂકયો. જ્યારે ઘોડે સ્વારોએ સાંભળ્યું કે કુમાર સન્યાસી થયો છે, અને કુમાર હવે ફરી પાછો ઘેર આવશે નહિ ત્યારે છંદકની સાથે ખેદયુક્ત મનથી પાછા ચાલ્યા.

છંદક અલંકાર લઇને અંતઃપુરમાં જ્યાં રાજા ઉ-ન્મતના જેવો થઈ બેઠેલો હતો ત્યાં ગયો, અલંકાર જોઇને શુદ્ધોદન અને ગૌતમી ઉંચા સ્વરથી રોઈ પ-ડ્યાં. આ રોવાનો અવાજ સાંભળતાજ ચારે બાજુ-થી સ્ત્રીઓ દોડી આવી અને જમીન ઉપર પછડાઈને આર્ત્તનાદ કરવા લાગી. ગૌતમીનો હૃદય ફાટી જાય એવો વિલાપ સાંભળીને શુદ્ધોદન મૂર્ચ્છિત થઈ પડ્યો. ઘણી કોશિશથી સાવચેત થયો ચેતના પામીને અડધા સ્ફુટ ભાવથી વિલાપ કરવા લાગ્યો, "હા! આંધળાની લાકડી! હા વૃદ્ધનું ધન! મને છોડીને ક્યાં ગયો? હા પુત્ર! મારો બીજો કોઈ નથી, હવે આ ક્લેશ સહન થતું નથી. હૃદયાં ટુકડા થઇ જાય છે." આમ બોલતો બોલતો પાછો મૂર્ચ્છિત થઇ પડચો આવી રીતે જરા જરામાં ચેતના ગુમાવવા લાગ્યો. ગૌતમીનાં વિલાપવાક્ય સાંભળીને સર્વ વ્યાકુલ થઈ ગયાં, રમણીઓના કોમળ પ્રાણમાં દુઃખાભિઘાત અસહનશીલ થઈ પડચો, શાકયો અવિરલ ધારાથી આંસુ પાડતા હતા, પ્રજાએ હાહાકાર ધ્વનિ ચારે બાજુ પરિ-પૂર્ણ કરી, રાજપુરીએ વિષાદ મૂર્ત્તિ ધારણ કરી. અંતે શુદ્ધોદન ધૈર્યાવલંબન કરીને બોલ્યો, "મહર્ષિ કાલ-

દેવલે કર્યું છે કે પુત્ર બુદ્ધ થશે, બુદ્ધ થઈને જગતના દુઃખની શાંતિના ઉપાય બતાવશે, પુત્રે જગતનાં દુઃખ દૂર કરવા માટે પોતાના સ્વસુખનો ઉત્સર્ગ કર્યો છે, એના કરતાં બીજાું કિયું સત્કાર્ય આ દુનિયામાં છે? માટે હવે કોઈ તેને માટે ખેદ કરશો ના. તેનું જીવન વ્રત સફળ થાઓ, એવો સર્વે આશીર્વાદ ઘો." ગૌતમી શોકને વેગ રોકીને ઉઠી, મુગી મુગી સરોવરને કિનારે જઈને કુમારના અલંકાર તેમાં નાંખ્યા. સ્મૃતિચિન્હ અગાધ જળમાં પળમાત્રમાં ડુબી ગયા, પરંતુ સ્મૃતિ ગઈ નહિ. તે -હૃદયની ગુફામાં રહીને હુતાશનની પેઠે રાત્ર દિવસ બળવા લાગી. ગોપાની સ્થિતિનું શી રીતે વર્ણન થાય? કુમાર જતો રહ્યો છે આ ખબર સાંભળતાજ વજ્રાઘાત થયો હોય તેમ તેની સ્મૃતિ બુદ્ધિ વિલુપ્ત થઈ, તેની આંખમાંથી પાણીની ધારા પડવા લાગી. પરંતુ મોંમાંથી વિલાપ વાક્ય નિકળી શક્યાં નહિ, જડની પેઠે પડી રહી. જે શોક આટલી વાર સુધી સ્તંભિત થયો હતો, તે શોક છંદકના આવવાની ખબર સાંભળતાંજ ઉછળી પડચો. ઘણીવાર સુધી વિલાપ કરીને ગોપાએ પોતાના લાંબા વાળ કાપી નાંખ્યા, એક પછી એક અલંકાર શરીરમાંથી કાઢી ના-

ખ્યા, રાજવસ્ત્ર છોડીને એક સામાન્ય વસ્ત્ર પહેર્યું. એ-જ દિવસથી ગોપાએ જમીન ઉપર સૂવાનું ઠીક જાણ્યું. ઉત્તમ ભોજનનો પરિત્યાગ કરીને કોઈ વેળાએ એક વખત ખાવા લાગી અને કોઈ દિવસતો અપવાસથી ગાળવા લાગી. એજ દિવસથી ગોપાએ શરીર ઉપરની માયા છોડીને પોતાનું લાવણ્ય ભસ્મમાં આચ્છાદિત કરી રાખ્યું. ગોપા સ્વામી હોવા છતાં વિધવા બની. બ્રહ્મચર્યાનુષ્ટાનમાં દિવસ ગાળવા લાગી. સ્વામી સઘળું છોડીને સન્યાસી થયો છે. પતિરતા સ્ત્રી બીજું શું કરે, તે પણ યૌવનમાં સન્યાસિની થઈ. ગોપાનો સન્યાસિની વેશ જોયાથી આત્મીય સ્વજનનો પ્રાણ દુ;ખથી વિદીર્ણ થયો. નીરવ પ્રકૃતિ પણ મોં વિકાશીને જાણે રોતી હોય એમ જણાયું. ગોપાના પિતા અંજનરાજે આવીને ગોપાને ઘણી સાન્ત્વના આપી, ઘણી વિનંતિ કરી, પરંતુ ગોપાએ સન્યાસિની વેશનો ત્યાગ કર્યો નહિ, અંજનરાજે તેના શોકદગ્ધ -હૃદયને શાંત કરવા માટે તેને દેવદેહમાં લઇ જવાનો ઘણો યત્ન કર્યો પણ ગોપાએ કોઈ પણ પ્રકારે સ્વામીજીનું ઘર છોડયું નહિ. ગોપાનું સર્વ સુખ જન્મને માટે જતું રહ્યું.



# પ્રકરણ ૫ મું.

## સાધના અને સિદ્ધિ.

સિદ્ધાર્થે સંસારમાંથી વિદાયગીરી લઈને અનોમાતીરના અનુપ્રિય નામના ચ્યુતવનમાં સાત દિવસ ગાળ્યા. સંસાર બંધન છોડી સક્યો છું તો હવે -હૃદય મન અને દેહ જીવનના લક્ષ સાધનમાં સંપૂર્ણ રૂપે નિયોજિત કરી સકીશ એ વિચારથી તે ઘણોજ સુખી થયો. સાત દિવસ પછી અનુપ્રિય વન છોડીને દક્ષિણ પૂર્વ તરફ જવા નિકળ્યો. માર્ગમાં શાકી, પદ્મા અને મહર્ષિ રૈવતના આશ્રમમાં આતિથ્ય ગ્રહણ કર્યું. તેઓએ સમાદરથી નવીન સન્યાસીને આશ્રય આપ્યો. સિદ્ધાર્થ ત્યાર પછી વૈશાલી નગરમાં† ગયો. ત્યાં અરાડ કાલામ નામનો એક મહા પંડિત સન્યાસી ત્રણશો શિષ્યની જોડે રહેતો હતો. અરાડ સિદ્ધાર્થનું સુંદર રૂપ અને લાવણ્ય જોઇને આશ્ચર્ય પામ્યો અને

---

† જનરલ કર્નિંહામ કહે છે કે બનારસથી ૧૪ માઈલની પૂર્વ ઉત્તર તરફ વેશાર નામની જગા છે. તેમાં પ્રાચીન કાળમાં વૈશાલી સ્થાપિત હતી. એ સ્થાન પટનાથી ઉત્તરમાં છે.

ઘણા સન્માનની સાથે પોતાના આશ્રમમાં તેને જગા આપી. સિદ્ધાર્થ તેની પાસેથી દર્શન શાસ્ત્ર અને ધ્યાન શિખવા લાગ્યો પરંતુ થોડા દિવસમાં ગુરૂની તમામ વિદ્યા ખતમ થઈ. તોપણ જેને માટે સંસારનો ત્યાગ કરીને આવ્યો હતો તે મળ્યું નહિ તેથી અરાડનો આશ્રમ છોડીને રાજગૃહની‡ તરફ જવા નિકળ્યો.

રાજગૃહ તે વેળાએ મગધ રાજ્યની રાજધાની હતી. બિંબસાર એ રાજ્યનો મહાપ્રતાપી રાજા હતો. વિન્ધ્યાચલના પાંચ શાખાશૈલે એ નગરને પરિવેષ્ટિત કરીને એની સ્વાભાવિક રમણીયતા વધારી હતી. એ સર્વ પહાડની એકાંત ગુફામાં તપસ્વીઓ જન કોલાહલથી અતીત રહીને નાગરિક સર્વ પ્રકારનું સહજ મળતું સુખનો ઉપભોગ કરીને ચિન્મય પરમેશ્વરના

---

‡ રાજગૃહ બનારસથી ૧૨ માઈલ પૂર્વ દક્ષિણ અને પટનાથી ૪૦ માઈલ દક્ષિણ પૂર્વાંશમાં હાલના ગયાની પાસે છે. રાજગૃહને હમણા રાજગિર પહાડ કરે છે. એ જગાપર બિંબસારે બનાવેલા કિલ્લાની દિવાલ ભાગેલી હજી પણ જોવામાં આવે છે.

ધ્યાનમાં જીવન ગાળતા હતા. સિદ્ધાર્થે નગરના એક પછવાડેના ભાગમાં પાંડવ પહાડની* એક નિર્જન ગુફામાં રહેઠાણ કર્યું. સવારના પહોરમાં તે ભિક્ષાપાત્ર હાથમાં લઇને ખાવાનું એકઠું કરવાને માટે રાજગૃહ-માં ઘેર ઘેર ભિક્ષા માગવા લાગ્યો. નગરવાસીઓ સુંદર ભિક્ષુકની અપૂર્વ મૂર્ત્તિ જોઇને તેને જોતા હતા. રમણીઓ તેના દર્શનથી અતૃપ્ત થઇને વારંવાર તેને જોતી હતી, ગૃહી ગૃહકાર્ય અધુરા મૂકીને તેને જોવાને માટે બારીમાં જતાં હતા, રસ્તે ચાલનારા પોતાને જવાને માર્ગે નહિ જતાં ચકિત થઇને ઉભા રહેતા હતા; વેપારીઓ વેચવાનું બંધ રાખીને તેના મોં સા-મુ એકીટશે જોતા હતા.

નગર રક્ષકોએ રાજાને ખબર આપ્યા કે એક અ-પૂર્વ પુરૂપ નગરમાં પ્રવેશ કરીને ભિક્ષા માગે છે,તેનું રૂપ જોયાથી લાગે છે કે જાણે બ્રહ્મા મૂર્ત્તિ ધારણ કરીને અથવા ચંદ્ર રાહુના ભયથી ભાગીને આ નગર-માં આવ્યા છે કે શું. બિંબસાર બારીમાંથી તે મનો-

---

* જનરલ કનિંહામ કહે છે કે હાલ જેને રત્ન-ગિરિ કહે છે તે પહેલાં પાંડવશૈલ નામે પ્રસિદ્ધ હતો.

હર મૂર્ત્તિ જોઈને મુગ્ધ થઈ ગયો અને અનુચરોને તે પુરૂષરત્નની પછવાડે જવાની આજ્ઞા આપી†. સિદ્ધાર્થ પાંડવશૈલના ઉપર જઈને ભીક્ષાથી મળેલી વસ્તુ ખાવા બેઠો. જે બાલ્યકાલથી રાજભોગમાં લાલિત પાલિત થયો હતો, તેણે ભિક્ષા પાત્રમાં એકત્ર થએલી વિવિધ પ્રકારની વસ્તુઓ અતિ કષ્ટથી ખાધી. પરંતુ વારંવાર ઉલટી થઈને તે બહાર નિકળવાનો આરંભ થયો. ઘણી મુસ્કિલથી તે સર્વ અંદર ગયલી વસ્તુ રાખવાને સમર્થ થયો. વિવિધ સુસ્વાદુ વિલાસ યુક્ત દ્રવ્યથી જેની આહાર સામગ્રી તૈયાર થતી હતી તેણે આજે ઈતર લોકોના અખાદ્ય દ્રવ્યનું ભોજન કરીને જેમ તેમ કરીને ભૂખની નિવૃત્તિ કરી. આવાં કષ્ટ

---

† બિંબસારે કહ્યું હતું કે જો આ મૂર્ત્તિ માર્ગમાં અદૃશ્ય થઈ જાય તો એને મનુષ્ય ધારતા ના, જો તે અન્તરીક્ષમાં ઉડી જાય તો જાણજો કે એ એક જિન મૂર્ત્તિ છે, જો માટીમાં છુપાઈ જાય તો એને સર્પરાજા જાણજો, જો એ સંગ્રહીત વસ્તુ ખાય તો મનુષ્ય સમજજો. તે સમયના લોકો આવી અમૂલક વાતપર વિશ્વાસ રાખતા હતા.

સહન નહિ કર્યાં હોત તો શું સિદ્ધાર્થ બુદ્ધ થઈ શકત? સુખના બીછાનામાં શયન કરીને કોણે ક્યારે ધર્મરત્ન મેળવ્યું છે?

રાજાના નોકરોએ સિદ્ધાર્થને પાંડવશૈલની ગુફામાં ખાતો જોઈને રાજાની પાસે જઈને તેના ખબર કહ્યા. રાજા, મંત્રીઓની અને સેનાની સાથે તેની પાસે ગયો. એક પથરા ઉપર બેસીને રાજાએ પૂછ્યું, "હે સૌંદર્યના સાર મહાપુરૂષ! આપ ક્યાંથી આવ્યા છો?" સિદ્ધાર્થ બોલ્યો, "મહારાજ! હું શાક્યરાજધાની કપિલવસ્તુ નગરમાંથી આવ્યો છું." ત્યારપછી રાજાએ પ્રશ્ન પૂછતા જાણ્યું કે એ રાજા શુદ્ધોદનનો પુત્ર સિદ્ધાર્થ છે. આગળ કદી પણ બિંબસારને સિદ્ધાર્થની સાથે મેલાપ થયો નહોતો તથાપિ તેઓ બાલ્યકાલથી પ્રીતિના ચિન્હ સ્વરૂપ નાના પ્રકારની વસ્તુની ભેટ પરસ્પર મોકલાવતા હતા. આવી રીતે પોતાના ઉત્તમ પ્રાચીન બંધુનું દર્શન મેળવીને બિંબસાર ઘણોજ આહ્લાદિત થયો. કુટુંબમાં કોઇ કુસંપને લીધે કદાચ સિદ્ધાર્થ રાજ ત્યાગ કરીને સન્યાસી થયો હશે, એવું મનમાં ધારીને રાજાએ તેને કહ્યું, "પ્રિયબંધુ! શા માટે સન્યાસી થયા છો, મારા રાજ્યનો અડધો ભાગ

આપ ભોગવો." એ સાંભળીને સિદ્ધાર્થે કહ્યું, " રાજન્! કામ્યવસ્તુના ઉપભોગથી ક્યારે કોઈની કામના તૃપ્ત થઇ છે? વાસના વિષના જેવી દોષની ખાણછે, એ ઘણા ક્લેશનું કારણ છે. એ વાસનાને ઉચ્છિન્ન કરવા માટે પિતાના રાજ્યધનનો પરિત્યાગ કરીને સન્યાસી થયો છું. અસાર વાસના બદ્ધ થઇને મનુષ્ય મહાક્લેશ સહન કરે છે. શા માટે ક્લેશથી મુહ્યમાન થવાને મને વિનંતિ કરો છો? મેં પરમ શુભકર જ્ઞાન લાભમાં આ જીવન ઉત્સર્ગ કર્યું છે."

" જ્યારે આપ પરમજ્ઞાન મેળવો ત્યારે રાજગૃહમાં આવીને મને કૃતાર્થ કરજો." આમ કહીને બિંબસાર સિદ્ધાર્થને નમસ્કાર કરીને પરિજનની સાથે નગરમાં ગયો. સિદ્ધાર્થ રાજાની વાતમાં સમત થઇને પર્વતે પર્વતે ભ્રમણ કરવા લાગ્યો. એક પર્વતની ગુફામાં રૂદ્રક રામપુત્ર નામનો એક ઋષિ રહેતો હતો અને તે ૭૦૦ શિષ્યને શાસ્ત્ર શિખવતો હતો. સિદ્ધાર્થ તેનો શિષ્ય થઇને અલ્પ દિવસમાં ગુરૂનો સમકક્ષ થયો. ત્યારે રૂદ્રકે કહ્યું, " આવો આપણે બન્ને આ શિષ્યોને શિખવીએ." " પરમ શાંતિનો લાભ કરીશ એમ ધારીને સન્યાસી થયો છું પણ આપની પાસેથી

મારી કામના સફલ થઈ નહિ તેથી હવે અહિં રહેવું ઉચિત નથી.” આટલું બોલીને સિદ્ધાર્થે રૂદ્રકની અરજ સ્વીકાર કરી નહિ.

સિદ્ધાર્થે અરાડ અને રૂદ્રકની પાસેથી હિંદુ શાસ્ત્ર અને હિંદુ યોગપ્રણાલી શિખ્યો. તેઓની પાસેથી લક્ષ્ય પ્રાપ્તિના વિષયમાં મનની અકિંચનતા થાય, સંદેહાતીત થઇને આનંદ થાય, સુખ અને દુ:ખથી અતીત થાય, પાર્થિવ નિયમના બહિર્ભૂત થઇને સર્વ જાતના વિષયપર ઉપેક્ષા થાય, સ્થાનનો અનંતભાવ, આત્માનો અનંત ભાવ અને પાર્થિવ વસ્તુનો અનિત્ય ભાવ સંચાર થાય, આવાં સાત જાતનાં ધ્યાન કરતાં શિખ્યો હતો. પરંતુ જે ધ્યાનથી ભાવજ્ઞાન અને અભાવજ્ઞાન ચાલ્યું જાય તે તેઓ જાણતા નહોતા તેથી તેઓની પાસેથી સિદ્ધાર્થના મનોરથ સફલ થયા નહિ.

તેણે વિચાર કર્યો કે અરાડ અને રૂદ્રક કામ્ય વસ્તુના ઉપભોગથી શરીર મન નિવૃત્ત રાખવામાં શક્તિમાન્ થયા છે પરંતુ શરીર અને મનમાં હજી પણ કામનાના વિષય રહેલા છે. હજી પણ શરીર અને મન વાસનાની તીવ્રવેદનાનો અનુભવ કરે છે. પાપ કાર્ય કરવાથી દૂર રહ્યો તેમાં શું? જો મનમાંથી

પાપની ઈચ્છાનું મૂલ ઉખેડી નહિ શકું તો શું નિશ્ચિત રહેવા પામીશ? એટલા માટે કેવળ શાસ્ત્ર પાઠ દ્વારા જ્ઞાનોપાર્જ્જન કરીને અથવા પાપ કાર્ય કરવાથી દૂર રહીને સુખી થઈ શકતો નથી હમણાંથીજ શરીર મન એવી રીતે ક્લિષ્ટ કરીશ કે સર્વ ઈન્દ્રિયો પાપ કાર્ય અથવા પાપનો વિચાર કરવાને સંપૂર્ણ રીતે અસમર્થ થઈ પડે. કઠોર તપશ્ચર્યામાં શરીર મનનો ક્ષય કરીશ. મણિ ઘસ્યા શિવાય તેની મલિનતા નાશ પામીને ઉજ્વલતા પ્રકાશિત થતી નથી. કૃચ્છ્ર સાધનથી શરીર મનનો ક્ષય કર્યા વિના કલુષભાવને ધ્વંસ થઇને તેની અલૌકિક શક્તિ ઉત્પન્ન થાય નહિ. મનમાં ને મનમાં આવો વિચાર કરીને સિદ્ધાર્થ અહિંથી તહિં ફરવા લાગ્યો.

તે ફરતો ફરતો ઉરૂબિલ્વ ગામમાં† જઈ પહોચ્યો! નૈરંજના નદી એ ગામના પાદદેશને પખાળતી ધીરે ધીરે પ્રવાહિત થતી હતી. માછલી અને કાચબા

---

† ઉરૂબિલ્વનું હાલ ડરાઈલ નામ છે. એ જગા બુધગયાની પાસે છે, એ રાજગૃહથી લગભગ ૨૦ માઈલ દક્ષિણ પશ્ચિમમાં છે.

વગેરે જલ જંતુ ઉલ્લાસથી નદીના નિર્મલ પાણીમાં રમતાં હતાં. શ્યામલ પત્રાચ્છાદિત વૃક્ષોએ સુગંધમય કુસુમથી સજ્જિત થઇને વનભૂમિને સુસૌરભથી પૂર્ણ કરી હતી. તરૂની ઉંચી ડાળિયોપર બેશીને ચારે બાજુએ સ્વર લહરીમાં તણાઇને પક્ષીઓ અપૂર્વગાનમાં મગ્ન થયાં હતાં. ન્હાનાં ન્હાનાં પક્ષીઓ લતા ગુલ્મનાં કોમળ પાંદડાંમાં છુપાઇને નૃત્ય કરતાં કરતાં ન્હ્દય સંગીત ગાતા હતા. તરૂતલ સ્વચ્છ હતાં, કોઇ કોઇ જગાએ લતા ગુલ્મનું કુંજવન થયું હતું. કોઇ કોઇ જગાએ ઝાડ નીચેના કાળા રંગના મોટા પથરા નદીના નિર્મળ પાણીમાં નાહવાને માટે અગ્રેસર થયા હતા. આખી વનભૂમિ પુણ્ય, શાંતિ અને પવિત્રતાનું રહેઠાણ જેવું જણાતું હતું. સ્થાનનો અપૂર્વ ભાવ જોયાથી સિદ્ધાર્થના મનમાં ધર્મભાવ પોતાની મેળે જાગ્યો. એ સ્થાન તપશ્ચર્યાને અનુકૂલ જાણીને અહિંજ આધ્યાત્મિક મહા સંગ્રામમાં એ પ્રવૃત્ત થયો ઈંદ્રિયનો જય કરવા, પાપ ચિંતાનું મૂળ ઉખાડવા, સદ્‌વિષયનું ધ્યાન કરવા, મનની એકાગ્રતા કરવા અને સ્થિર રહેવા માટે સિદ્ધાર્થે શરીર મનને નિયોજિત કર્યાં. કોંડાન્ય અને બીજા ચાર

બ્રાહ્મણ પુત્ર જેઓએ પ્રથમથી સંસારનો ત્યાગ કર્યો હતો અને સન્યાસી થયા હતા, તેઓ આવીને સિદ્ધાર્થને મળ્યા.

લક્ષ્ય પ્રાપ્તિને માટે સિદ્ધાર્થ દુષ્કર તપશ્ચર્યામાં નિયુક્ત થયો. તે વેળાએ પ્રચલિત કઠોર યોગ સિદ્ધિથી અલૌકિક પરાક્રમ મેળવવાને માટે મનુષ્ય શક્તિમાં જે કરવું જરૂરનું હતું તેમાં કાંઈ પણ તેણે બાકી રાખ્યું નહિ. પહેલાં તે જમીન ઉપર બેશીને આસ્ફાનક નામના મહાધ્યાનમાં પ્રવૃત્ત થયો. ઈચ્છાશક્તિ દ્વારા વાયુ શરીરમાં નિરૂદ્ધ કરવા લાગ્યો. જેટલો તેમાં સફલ થયો તેટલો શ્વાસ પ્રશ્વાસ ક્રિયા તિરોહિત થવા લાગી. શરીરમાં વાયુ અવરૂદ્ધ થયાથી ગ્રીષ્મકાલની વાત તો એક બાજુએ મૂકીએ પણ ઘોરતર શીતલકાલમાં પણ તેના આખા શરીર અને કપાળમાંથી પરસેવો નિકળીને જમીન ભીની થવા લાગી. તેના શરીરમાંથી પરસેવો નિકળીને જમીનપર એટલો તો સંચિત થવા લાગ્યો કે તે વરાળ થઈને આકાશમાં ઉડવા લાગ્યો. શરીરમાંથી અવરૂદ્ધ વાયુ નહિ નિકળ્યાથી કાનમાંથી ઘણા શબ્દ થવા લાગ્યાં તથાપિ સાધનાનો વિરામ નહોતો તેથી વધારે પ્રાણાયામ કરવા લાગ્યો.

સાધન પ્રક્રિયામાં કર્ણદ્વારમાંથી વાયુ નિકળવાનો માર્ગ બંધ થઈ ગયો. વાયુને બહાર નિકળવાનો માર્ગ નહિ મળ્યાથી જે ઉપર દોડયો. શિર અને કપાળપર જોરથી આઘાત કરવા લાગ્યો. ઉપર વાયુને નિકળવાનો માર્ગ નહિ મળ્યાથી તે નીચે આવ્યો. રોકાયલો વાયુ પેટમાં પ્રવેશ કરીને ઘણું દુ:ખ આપવા લાગ્યો. આવી દુષ્કર તપશ્ચર્યામાં ૭ વર્ષ ગાળ્યા ૭ વર્ષ સુધી કોઈ વેળાએ બોર, કોઈ વેળાએ તલ અને કોઈ વેળાએ એકલા ચોખા ખાઈને જીવનની રક્ષા કરી. ધીરે ધીરે જ્યારે તપશ્ચર્યા ઘોરતર થઈ પડી ત્યારે અપવાસમાં કેટલાક દિવસ ગાળ્યા. કેટલી ગ્રીષ્મ ઋતુ, કેટલી વર્ષા ઋતુઓ. કેટલી શરદ ઋતુ તેના માથાઉપર ચાલી ગઈ તો પણ કોઈ રીતે તેનો યોગ ભંગ થયો નહોતો! શીઆળાની સખત ટાઢથી જંગલના પશુ પણ ગુફામાં ભરાઈ બેસતાં પરંતુ રાજાનો પુત્ર સિદ્ધાર્થ ખુલ્લે શરીરે શીત સહન કરતો હતો. મચ્છર, મધમાખી અને ડાંસના ડંખવાથી જંગલના પશુઓ રોતાં હતાં પરંતુ સિદ્ધાર્થને તેવા ડંખની કાંઈ પણ ગણતરી નહોતી. ૭ વર્ષમાં એક દિવસ પણ પગ પસારીને સૂતો નહોતો, એક દિવસ પણ આસન છોડીને ઉભો રહ્યો નહોતો.

આવા અસ્વાભાવિક સાધનથી તેનું શરીર હાડકાનો મા-
ળો થઈ ગયું હતું. તેનું લોહી માંસ સૂકુ પડી ગયું હ-
તું, આંખ બેસી ગઈ હતી, હાડકાં સઘળાં નિકળી આ
વ્યા હતાં, તેનું શરીર એવું તો વિકૃત થઈ ગયું હતું કે તેને
મનુષ્ય સમજવો મુસ્કિલ પડતો. ગોવાળ અને કઠિ-
યારા તેને પિશાચ જાણીને તેના શરીર ઉપર ધૂળ
અને નાના પ્રકારના અશુચિ દ્રવ્ય ફેંકતા હતા. તે
ધીરે ધીરે એટલો તો દુર્બલ થઈ પડ્યો હતો કે તે
જીવતો છે કે મુવેલો છે તે શિષ્યો ઘણી મેહેનતથી
પણ જાણી શકતા નહોતા. ૭ વર્ષ અનાહાર અને
અનિદ્રામાં ગાળ્યાં, એક દિવસ પણ બીજી તરફ જો-
યું નહોતું, બીજા કોઈની સાથે વાતચીત કરી નહોતી,
બીજો કંઈ મનમાં વિચાર કર્યો નહોતો, કેવળ એક
મહાધ્યાનમાં નિમગ્ન થયો હતો. તથાપિ સિદ્ધાર્થની
આશા સફળ થઈ નહિ, આટલું કર્યા છતાં પણ તે
સિદ્ધ કરી શક્યો નહિ ત્યારે સમજ્યો કે શરીરને આ-
વું કષ્ટ આપ્યાથી મનોરથ સિદ્ધ થશે નહિ. આવો
વિચાર કરીને એક દિવસે યોગાસનનો ત્યાગ કરીને
નૈરંજન નદીને કિનારે આસ્તે આસ્તે ફરવાનો
આરંભ કર્યો પરંતુ થોડાક પગલાં ભર્યાં એટલામાં

જમીનઉપર અચેતન થઈને પડયો, તેની સંજ્ઞા લુપ્ત થઈ, શ્વાસ પ્રશ્વાસ બંધ થયો. શિષ્યોએ ધાર્યું કે આ વેળાએ સિદ્ધાર્થનો પ્રાણવાયુએ દેહત્યાગ કર્યો. ઘણી સેવા ચાકરી કર્યા પછી તેઓએ જોયું તો હજી સિદ્ધાર્થનો પ્રાણ ગયો નથી. ઘણીજ ઉત્કંઠાથી વ્યાકુલ થઈને શિષ્યો તેની સેવા કરવા લાગ્યા, ઘણીવારે સિદ્ધાર્થે જોયું. તેણે તનદુરસ્ત થઈને શરીર નિગ્રહ અને શારીરિક વૈરાગ્યની અસારતા જાણી. પહેલાં વિચાર કર્યો હતો કે ભગવાં વસન પહેરીને સન્યાસીનો પોશાક શરીર ઉપર ધારણ કરી શરીરને પીડા કર્યાથીજ જ્ઞાન ચક્ષુ ઉજ્વલ થશે, હવે સમજ્યો કે ધર્મ સાધતને માટે શરીરની રક્ષા કરવી ઘણી જરૂરની છે. આવો મનમાં વિચાર કરીને ફરી નિયમિત રૂપથી ખાવા પીવામાં પ્રવૃત્ત થયો. ધીરે ધીરે તેના શરીરમાં બળ સંચાર થવા લાગ્યું. છ વર્ષના દુષ્કર સાધનમાં તેણે એક ગેરવું વસ્ત્ર પહેર્યું હતું તે બધુ ફાટીને ચિંથરા થઈ ગયાં હતાં. નદીના કિનારા ઉપરના મહાસ્મશાનમાં રાધાનામની એક ગરીબ મૃત સ્ત્રીનું એક લુગડુ પડયું હતું, સિદ્ધાર્થે તે લઈ સ્વચ્છ કરીને તે પછી પેહેર્યું. તેના પાંચ શિષ્યો માનતા હતા

કે શરીરને પીડા કર્યા વગર આધ્યાત્મિક જય થવો સંભવતો નથી. સિદ્ધાર્થને ફરી શરીરની પુષ્ટીને માટે ખાતો અને લજ્જા નિવારણને માટે વસ્ત્ર પહેરતો જોઈને તેના ઉપર શિષ્યોની અચલ ભક્તિ અને અટલ શ્રદ્ધા હતી તે ચંચલ થઈ. તેણે ધર્મનો માર્ગ મૂકી દીધો છે એવું સમજીને આખરે તેઓ ગુરૂને છોડીને કાશીની પાસે ઋષિપતનમાં ચાલ્યા ગયા. જે સાધન લક્ષ્ય પ્રાપ્તિનો એક માત્ર ઉપાયછે એમ સમજીને સિદ્ધાર્થે તેમાં શરીર મન લગાડ્યાં હતા, તે સાધનથી લક્ષ્ય સિદ્ધ થયું નહિ. શું કર્યાથી ચિરઈપ્સિત ધન મળે. આ વિચારમાં જ્યારે તેનો પ્રાણ વ્યાકુલ થતો હતો, ત્યારે નાના પ્રકારના સંદેહથી તેનું મન ચલાયમાન થતું હતું; જે સમયમાં બંધુ જનોનાં ઉત્સાહ વાક્ય દુર્બલ માનવાત્માને ઘણાં જરૂરનાં હોય છે. તે નિદારૂણ સમયમાં શિષ્યો તેને એકલો કાનનમાં છોડીને ચાલ્યા ગયા. આ મહાસંકટમાં તેના દુઃખથી દુઃખી થનારો બીજો કોઈ પણ માણસ રહ્યો નહિ.

આ અસહાય અવસ્થામાં પડીને જ્યારે તે ચારે બાજુએ શૂન્ય જોતો હતો, ત્યારે પ્રલોભન તેની પાસે

દયાર્દ્ર મૂર્તિ ધરીને ઉભું રહ્યું, જ્યાં સુધી સત્યપર દૃઢ વિશ્વાસ હોય છે, ત્યાં સુધી પ્રલોભન પ્રાણની ત્રિસી-મામાં પગ મૂકવાની હિંમત કરતું નથી; પરંતુ જ્યારે વિશ્વાસ કમજોર થાય છે ત્યારે પ્રલોભન આવીને હુ-મલો કરે છે. પાપની બીભત્સમૂર્ત્તિ જોયાથી મનુષ્ય સહેલાઈથી ખરાબ કાર્યમાં રત થઈ શકતો નથી; તેથી ઘણીક વખતે પાપ યુક્તિનો આશ્રય લઇને અ-થવા ઉત્તમ પોશાક પહેરીને માનવના -હૃદયને જીતી લે છે. હિતૈષી બંધુની પેઠે પ્રલોભન સુમિષ્ટ વચનથી કહેવા લાગ્યું, " હે શાક્યપુત્ર ! ઉઠ, શા માટે શરીર પાત કરે છે ? શરીરની રક્ષા નહિ કર્યાથી શું ધર્મા-ચરણ થશે ? તને જોયાથી ઘણું દુઃખ ઉપજે છે. તારૂં શરીર સૂકાઈ ગયું છે, તારા દેહનો સુવર્ણમય રંગ વિવર્ણ થયો છે, તારૂં મૃત્યુ પાસે આવેલું છે. આ માર્ગ છોડીને યાજ્ઞિકોને ધન આપ. તેથી તને મોટું પુણ્ય થશે." પ્રલોભનનાં વાક્ય સાંભળીને સિદ્ધાર્થના નિસ્તેજ દેહમાં પણ બળ આવ્યું. તેણે ગર્વથી કહ્યું, "મને પ્રલુબ્ધ કરવામાં શા માટે વૃથા યત્ન કરે છે ? જેઓ મૂર્ખ છે, જેઓને ધર્માધર્મનું જ્ઞાન નથી તેઓ તારા પ્રલોભનમાં વિપથગામી થાય છે. પંચેન્દ્રિયસુખ

કામ ક્રોધ, વાસના, આત્માદર અહંકાર, સંદેહ અને અકૃતજ્ઞતા તારા આ આઠ સૈનાપતિ પાર્થિવ ધન અને યશોના લોભીનોજ પરાજય કરી શકે છે. મૃત્યુને હું ગણકારતો નથી, મૃત્યુમાંજ મારૂં જીવન છે, આ શરીર અને શારીરિક ઈન્દ્રિયનું દમન કરી શક્યાથીજ ચિત્તની પ્રસન્નતા થાય છે. તપશ્ચર્યા બળથી હું એવું જ્ઞાન મેળવીશ કે, શરીરનો ધ્વંસ થયાથી પણ મારા ચિત્તની પ્રસન્નતા નાશ પામશે નહિ. ઈન્દ્રિયને વશીભૂત થઈને જીવન ધારણ કરવાના કરતાં મૃત્યુજ શ્રેયસ્કર છે. તું છેટે જા, મને અડકી શકીશ નહિ.” પ્રલોભનનું બળ અને વિક્રમ મુહૂર્તમાં નષ્ટ થઈ ગયું. પાપવાસના ધર્મની દુઃસહ જ્યોતિ સહન નહિ કરી શક્યાથી નાશી ગઈ.

સિદ્ધાર્થે મનોરથ સિદ્ધિને માટે જે ઉપાયનું અવલંબન કર્યું હતું તે બધા ઉપાય વ્યર્થ થયા; સોબતીઓ તેને મૂકી જતા રહ્યા, તેથી તે ચારે બાજુએ અંધકારમય જોવા લાગ્યો, હવે શું કરવું જોઈએ તેનો વિચાર કરવામાં ગુથાયો પણ કંઈ સૂઝયું નહિ. ત્યારે શું તેની આશા સફળ થશે નહિ? એવી કોઈ સાધના નથી કે જેનો આશ્રય કર્યાથી મન વસ્તુના અસ્તિત્વ

જ્ઞાનથી અતીત થઇ જાય? પળે પળે નાના પ્રકારના સંદેહ આવીને તેના -હૃદય ઉપર હુમલા કરવા લાગ્યાં. આટલા દિવસથી દર્શન શાસ્ત્ર ઉપર શ્રદ્ધા કરતો આવ્યો છે હવે તેની સત્યતા ઉપર તેને સંદેહ ઉપજ્યો. શારીરિક કષ્ટને મોક્ષફલ મેળવવાનું સાધન ધારતો હતો; પણ તેથી શાન્તિ મળી નહિ. ઘણા વર્ષોથી સંસાર અને સાંસારીક સુખની અસારતા અને ક્ષણભંગુરતા જોતો આવ્યો હતો, તેને દૃઢ વિશ્વાસ હતો કે સંસારમાં પાપનું બીજ રહેલું છે, જલદી કે વિલંબે તે બીજમાંથી ઝેરી ફળ ઉત્પન્ન થશે અસાર સંસાર નવી મૂર્તિ ધારણ કરીને તેની સમક્ષ આવ્યો. ઐશ્વર્ય અને ગૌરવની મોહીની મૂર્તિ, ઘરનું અપાર સુખ, આત્મીય સ્વજનના અતુલ પ્રેમ એક પછી એક તેના મનની સામે આવવા લાગ્યાં. તે સુખના દેખાવ જોઈને તેણે વિચાર કર્યો કે ત્યારે શું હવે ફરી ઘેર જાઉં? મ્હારા અદર્શનથી પિતાજીને ઘણું દુ:ખ થતું હશે; માતા ગૌતમીએ મ્હારા દુ:ખથી અન્નપાણી છોડયાં હશે; મ્હારા વિરહથી ગોપા વિધવાના કરતાં વધારે દુ:ખ ભોગવતી હશે; રાહુલનો પિતા હોવા છતાં અનાથ થયો હશે; બંધુ બાંધવ શોકથી મ્રિયમાણ થયા હશે, જ્યારે

આવો શોકજનક દેખાવ સિદ્ધાર્થના મનમાં ઉદિત થયો, ત્યારે તેની દુર્જય પ્રતિજ્ઞા, અજેય પ્રાણ પણ પીગલી ગયો. મનમાં વિચાર કરવા લાગ્યો કે ચાલ હવે ફરી ઘેર જાઉં. પણ તરત મનમાં આવ્યું કે મેં પિતાને જીવન્મૃત કર્યા છે, ભાર્યાને વિધવા કરી છે, રાજભવનને સ્મશાન કર્યું છે, મેં પોતે કેટલું દુઃખ સહન કર્યું છે, જેને માટે આટલું કર્યું તે શું વ્યર્થ જશે? મનુષ્યને ઉભા રહેવાની શું કંઈ નિશ્ચિત ભૂમિ નથી? જો મુક્તિનો માર્ગ નહિ મેળવ્યો તો આ અસાર શરીર ધારણ કરવાનો શો લાભ? જો જીવનો દુઃખનો બોજો હરણ કરી નહિ શકયો તો જીવનનું પ્રયોજન શું? સંસારમાં ફરીને શું આ ઉદાસ પ્રાણ સુખી થશે? જેને માટે આ મન ઘેલું થયું તે સંસારમાં મળશે નહિ. ત્યારે સંસારમાં મ્હારે સુખ નથી, ઘરમાં ગયાથી પણ સુખ થશે નહિ. નિરાશાથી સિદ્ધાર્થનો પ્રાણ દુઃખી થવા લાગ્યો. હાય! હાય! સિદ્ધાર્થ તમારા દુઃખની વાત યાદ આવ્યાથી આંસુ રોકાઈ શકાતા નથી. ભ્રાન્ત શાસ્ત્રથી વિપથમાં જઇને તમે વિચાર કર્યો હતો કે આત્મબલથી મુક્તિનો માર્ગ શોધીશ! ભગવાનની કરૂણાથી જીવની મુક્તિ થાય છે, તેના ઉપર વિશ્વાસ નહિ કર-

તાં તમે શું કામ ક્લેશજ સહન કરો છે?

હવે કિયો માર્ગ પકડવો તેનો વિચાર કરતાં કરતાં સિદ્ધાર્થ અચેતન થઈ પડ્યો. અચેતનાવસ્થામાં તેણે સ્વપ્નુ જોયું, દેવરાજ ઈન્દ્ર એક ત્રણ તારની વીણા હાથમાં લઈને આવ્યા છે. વીણાનો એક તાર અપરિમિત રૂપથી ખેચાયલો હતો, તેમાંથી અતિ કર્કશ શબ્દ નિકળ્યો. અને બીજો તાર ઘણોજ નરમ હતો તેમાંથી કંઈ શબ્દ નિકળતો નહોતો. ત્રીજો તાર યોગ્ય રીતે બાંધેલો હતો, તેમાંથી સ્વર નિકળ્યાથી ચારે દિશાઓ મુગ્ધ થઈ. આ સ્વપ્નુ જોયાથી તેના નિરાશાના અંધકારને ભેદીને આશાની જ્યોતિ સમુદિત થઈ; જે ચિંતામેઘે તેનો પ્રાણુ આછન્ન કર્યો હતો તે વિલીન થઈ ગયો, વિશ્વાસ બલથી પોતાના પરાક્રમનો વિસ્તાર કરવા લાગ્યો, એક તરફ દારૂણ શરીર નિગ્રહ, અને બીજી તરફ વિલાસ સંભોગ આ બન્ને પરિહાર્ય સમજીને મધ્યમાર્ગ અવલંબનીય જાણ્યો. ઝાડ નીચે બેશીને ધ્યાન કર્યાથી મનઃકામના પૂર્ણ થશે, એવો વિશ્વાસ મનમાં દઢ કર્યો. શરીરને સ્વસ્થ રાખીને ધ્યાનસાગરમાં મગ્ન થવાનો વિચાર કર્યો.

ઉરૂબિલ્વ વનની પાસે સેનાની ગામમાં સુજાતા નામની પરમ સાધ્વી ધર્મપરાયણા સ્ત્રી રહેતી હતી, સુજાતા તે ગામની ધનવાળી કન્યા હતી. તેણે બાલ્યકાલે એક વડના અધિષ્ઠાતા દેવતાની સમક્ષ માનતા લીધી હતી કે જો હું ધારેલો સ્વામી મેળવું અને પ્રથમ સંતતિમાં જો પુત્ર થાય તો દર વર્ષે ચૈત્ર મહીનાની પુનેમને દિવસે મનોમત ભેટ ચઢાવીશ. સુજાતાની અકાંક્ષા પૂર્ણ થઈ હતી. તે આજ દેવતાની આગળ પોતાની પ્રતિજ્ઞા પાળશે. ઉત્તમ આહારથી પરિપુષ્ટ હજાર ગાય પસંદ કરી. તેઓનું સુમિષ્ટ દુધ પાંચસો ગાયોને પીવાડયું. તેઓનું દુધ વળી બશોપચાસ ગાયોને પીવાડયું. આવી રીતે આખરે ગાયની સંખ્યા આઠની થઈ. આ આઠ ગાય સ્વતઃ પ્રવૃત્ત થઇને અતિ સુમિષ્ટ દુધ દેવા લાગીં. સુજાતાએ તે દુધની ખીર બનાવીને પોતાની દાસી પૂર્ણાને હુકમ આપ્યો કે "પૂર્ણા જા, પેલા વડના ઝાડની નીચેની જગા સ્વચ્છ કર." શેઠાણીનો હુકમ પાળવા માટે પૂર્ણા ગઈ. સિદ્ધાર્થ સ્હવારે મોં ધોઇને પૂર્ણા જે ઝાડની નીચે સાફ કરતી હતી, ત્યાં જઇને બેઠો. પૂર્ણા ઝાડની બીજી બાજુએ ગઈ હતી, તેથી

સિદ્ધાર્થને જોઈ શકી નહિ. આવીને જુએ છે તો એક ખૂબ સુરત મનુષ્ય ઝાડની નીચે બેઠો છે. તેણે દોડતી જઇને સુજાતાને આ ખબર કરી. સુજાતા મહાહ્‌લાદથી બોલી, "પુર્ણા આજથી તું મ્હારી કન્યા થઈ." સુજાતા તૈયાર થઈ, સોનાના પાત્રમાં ખીર ભરી અને તેના ઉપર સોનાની થાળ ઢાંકી તેના ઉપર સફેદ વસ્ત્ર ઢાંકીને તેને માથા ઉપર લઇને ઝાડની નીચે ગઈ. સુજાતાએ ઝાડની નીચે રહેનારની સુંદર મૂર્તિ જોઇને વિચાર કર્યો કે દેવતા આજ પ્રસન્ન થઇને મૂર્તિ ધારણ કરીને આવ્યા છે. સુજાતાએ તેને સુગંધમય દ્રવ્યથી સુવાસિત કરીને ભક્તિ પૂર્વક ખીર આપી. "તમારી ઈચ્છા પૂર્ણ થાવ" આમ કહીને સિદ્ધાર્થે તે ગ્રહણ કરી. સુજાતા મહાનંદથી ઘેર આવી.

ખીર હાથમાં લઈને સિદ્ધાર્થે નૈરંજના નદીના કિનારા ઉપર ગયો. છ વર્ષ પછી નદીના પાણીમાં નાહીને સંતપ્ત શરીરશીતળ કર્યું. કિનારા ઉપર બેશીને ખીર ખાધી અને સોનાનું વાસણ નદીમાં ફેંકી દીધું. નૈરંજના નદીના કિનારા ઉપરના વનફૂલથા મ્હેકી રહેલી એક જગામાં આખો દિવસ ગાળીને સાંજે સિદ્ધાર્થ ત્યાંથી ઉઠીને વનની અંદર જવા લાગ્યો. સામે

એક મ્હોટું વડનું ઝાડ જોઈને તે તરફ જવા લાગ્યો. માર્ગમાં સ્વસ્તિક નામના ઘાસ કાપનારની પાસેથી પરમ રમણીય સુકોમળ શ્યામળ દુર્વા માગીને તેનાથી વડના ઝાડની નીચે યોગાસન તૈયાર કર્યું. એ આસન ઉપર બે હાથ ખોળામાં રાખીને વીરાસન‡ કરી બેઠો. "આ આસનમાં મારૂં શરીર શુષ્ક થાવ; ચામડી, હાડકાં, માંસ નાશ પામો; પણ દુર્લભ પરમ જ્ઞાન નહિ પામે ત્યાં સુધી મ્હારૂં શરીર આ આસનથી વિચલિત નહિ થાય." આવો સુદૃઢ સંકલ્પ કરીને સિદ્ધાર્થ ધ્યાનસાગરમાં ડુબી ગયો.

ધર્મધન કેટલી કોશિસથી સંચિત થાય છે, પરંતુ તે એક પળની દુબળતાથી ઘણા કાલની તપશ્ચર્યાનું ધન નાશ પામે છે. ધર્મરાજ્યમાં જેમ આગળ વધીએ તેમ તેટલા નવા ભાવનું પ્રલોભન આવીને

---

‡ ડાબી જાંઘ ઉપર જમણો પગ, જમણી જાંઘ ઉપર ડાબો પગ, અને જમણા પગ ઉપર ડાબો હાથ ડાબા પગ ઉપર જમણો હાથ, ઉપર મેં રાખીને સમાન ભાવથી બેસવાનું નામ વીરાસન છે. એનું બીજું નામ પદ્માસન છે.

મનુષ્યને વિપથગામી કરવાનો યત્ન કરે છે. જ્યાં સુધી પાપનું મૂળ જડમૂળમાંથી ઉખાડવામાં નહિ આવે ત્યાં સુધી મનુષ્યને નિશ્ચિંત થવાનો ઉપાય મળતો નથી. ધર્મ લાભને માટે સિદ્ધાર્થ મહા પ્રતિજ્ઞા કરીને બેઠો છે, લલિત વિસ્તરમાં લખવામાં આવ્યું છે કે આ વખતે પ્રલોભને પોતાની કન્યા રાગ, વિકૃતિ અને તૃષ્ણાને સિદ્ધાર્થનો યોગ ભાંગવાને માટે મોકલી હતી. કન્યાઓ પોતાનું સૌન્દર્ય ચારે બાજુએ વિકસિત કરીને સિદ્ધાર્થનો પ્રાણુ હરણુ કરવાનો યત્ન કરવા લાગી. "ખારૂ પાણી પીધાથી કોની તરસ છિપે, પરપોટાના જેવું ક્ષણુસ્થાયી રૂપ ભોગવ્યાથી કોણુ તૃપ્તિ મેળવી શકે? કોણુ પોતાને હાથે આ લોકનું અને પરલોકનું મૂળ હલાહલ પાન કરે?" આવું કહીને સિદ્ધાર્થે સ્ત્રીઓને વિદાયગીરી આપી. ત્યાર પછી પ્રલોભન પોતાનું લશ્કર લઈને જય કરાવા આવ્યું "ધર્મજ્ઞાન લાભને માટે હું પિતા, માતા, સ્ત્રી, પુત્ર, ધન જન અને ઐશ્વર્યથી વંચિત થયો છું—અસહ્ય કલેશ મસ્તક ઉપર ઉપાડું છું, હું શું પ્રલોભનથી મુગ્ધ થઈ શકીશ?" આમ કહીને સિદ્ધાર્થે સંકલ્પના અક્ષય કવચમાં પ્રાણુને આચ્છન્ન કર્યું. સંકલ્પના ભારે પ્રતાપથી પ્રલોભન અમૂળ નિર્વંશ

થઈ ગયો. પ્રલોભનના સર્વ યત્ન વૃથા ગયા. સૂર્યાસ્ત સમયે ધર્મભાવે જય મેળવ્યો.

પાપેચ્છા સંપૂર્ણ રૂપથી વશીભૂત થયાથી મન ધર્મ લાભને માટે એકાગ્ર થયું. ઈન્દ્રિય અનિત્ય છે, ઈન્દ્રિયના વિષય સર્વ અનિત્ય છે. અને સર્વ પ્રકારનું સુખ અનિત્ય છે, એવું જ્ઞાન ઉત્પન્ન થયું. સર્વ અસાર છે એવું જ્ઞાન જેને સર્વદા ઉપસ્થિત છે, તે શું ઈન્દ્રિય વિકારગ્રસ્ત થઈ શકે? ચિત્તને દયા, પ્રેમ અને પવિત્રતાથી પરિપૂર્ણ કર્યું, રિપુની ઉત્તેજના નિષ્ફળ થઈ. જ્યારે ઈન્દ્રિય અને ચિત્ત વશીભૂત થયું, ત્યારે સુખ અને દુઃખ, અનુરાગ અને વિરાગ, સ્તુતિ અને નિંદાથી અતીત થઈ ગયો. ધર્મલાભ કરવામાં મનુષ્યના મનની જે અવસ્થાની જરૂર પડે છે તે સિદ્ધાર્થને પ્રાપ્ત થઈ. પાપ જ્ઞાન તિરોહિત થયું, હવે ધર્મજ્ઞાન ઉપાર્જનને માટે મહાસમાધિનો આરંભ કર્યો.

પહેલું સત્ય શું અસત્ય શું, નિત્ય શું અનિત્ય શું આ તર્કનો આરંભ કર્યો; ત્યાર પછી નિત્ય અને અનિત્યની સાથે પોતાનાં સંબંધનો વિચાર કરવામાં પ્રવૃત્ત થયો અને અંતે નિત્યાનિત્ય ભેદ જાણતાજ તેનું ચિત્ત અતુલ સુખમાં તણાવવા લાગ્યું. બીજું, જ્યારે જોયું

કે આ સંસારમાં એકમાત્ર નિત્ય વસ્તુ છે બીજી બધી તેની છાયા માત્ર છે. ત્યારે તર્ક કરવો અને વિચાર કરવો બંધ કરીને એકમાત્ર વસ્તુના ચિંતનમાં મહા સુખલાભ કરવા લાગ્યો. ત્રીજું, પ્રીતિ અને વિરાગની તેને ઉપેક્ષા ઉત્પન્ન થઈ. પરંતુ હજી સુધી સુખ દુઃખની સ્મૃતિ તિરોહિત થઈ નહોતી, શરીર હજી સુખ દુઃખ જાણવાને શક્તિમાન હતું. ચોથું, જ્યારે તેનું સુખ ગયું અને દુઃખ પણ ગયું, ચિત્તની પ્રસન્નતા અને વિષાદ તિરોહિત થયા ત્યારે સુખ સુખ દુઃખના ઉપર ઉપેક્ષા અને સ્મૃતિ સુદ્ધાં વિશુદ્ધ થઈ. સિદ્ધાર્થ પોતાને વિસરી ગયો. અને પોતાનાં જૂદા અસ્તિત્વનો અનુભવ રહ્યો નહિ.

આવી રીતે ધ્યાન સમાધિથી જ્યારે સિદ્ધાર્થે જાણ્યું કે એક માત્ર નિત્યવસ્તુ છે અને બીજી સર્વ વસ્તુ અસાર છે, ત્યારે સર્વસ્વ તે એક વસ્તુમાં અર્પણ કરી, તે એકમાં મગ્ન થઈને હવે પોતાને જોઈ શક્યો નહિ. રાત્રિના પહેલાં પહોરમાં જ્યારે સિદ્ધાર્થની આવી અવસ્થા થઈ ત્યારે તેણે પરમજ્ઞાન લાભ કર્યો. અવિદ્યાંધગર તિરોહિત થયો, દિવ્યચક્ષે જીવગણને દિવ્યચક્ષુથી જોવા લાગ્યો; ધ્યાનનો સ્રોત વ-

હેવા માંડ્યો. રાત્રિના મધ્ય યામે તેને જ્ઞાન ઉપજ્યું, જે તેની જન્મભૂમિ નથી, નામ નથી, ગોત્ર નથી, જાતિ નથી, વર્ણ નથી, જીવન નથી, આયુ નથી–તે પૂર્વ-તન બોધિસત્વોના વંશથી ઉત્પન્ન થયલો છે. રાત્રિના અવસાન સમયે તેણે જાણ્યું, જરા મરણ જાતિ (૧) જ્ઞાનસંભૂત છે. જાતિ જ્ઞાન ભવ (૨) પ્રત્યયથી ઉત્પન્ન છે. ભવ પ્રત્યય ઉપાદાનનું (૩) ફળ છે. ઉપાદાનની તૃષ્ણા (૪) જાત છે. તૃષ્ણા વેદના (૫) સંભૂત છે. વેદનાસ્પર્શ પ્રત્યયનું (૬) ફલ છે. સ્પર્શ ષડાયતન (૭) જાત છે. ષડાયતન નામરૂપ. (૮) જાત છે. નામરૂપ (૯) વિજ્ઞાનનાં ફળ છે. વિજ્ઞાન સંસ્કાર (૧૦) થી ઉ-ત્પન્ન છે. સંસ્કાર અવિધાના (૧૧) ફળ છે. એટલા

---

(૧) જાતિ–વ્યક્તિગત અસ્તિત્વ. (૨) ભવ જગત્. (૩) ઉપાદાન–ચારભૂત. (૪) તૃષ્ણા–વાસના. (૫) વેદના–બ્હારના વસ્તુનું જ્ઞાન. (૬) સ્પર્શ–ઈ-ન્દ્રિયોના વિષયની સાથે ઈન્દ્રિયનો સંયોગ. (૭) ષડા-યતન–મન અને પચેન્દ્રિય. (૮) નામરૂપ–ઈન્દ્રિયના વિષય છે. (૯) વિજ્ઞાન–આત્મિત્વ જ્ઞાનનું નામ વિજ્ઞાન છે. (૧૦) સંસ્કાર–પ્રવૃત્તિઓ. (૧૧) અવિધા–અવ-સ્તુમાં વસ્તુનું જ્ઞાન, અનિત્યને નિત્ય સમજવું.

માટે આ અવિદ્યાને જો નિરૂદ્ધ કરવામાં આવે તો જરા મરણ રહેશે નહિ.

અરૂણોદયની વેળાએ સિદ્ધાર્થે આ જ્ઞાન મેળવ્યું આટલી વારે તેની આશા પૂર્ણ થઈ. જે જ્ઞાન મેળવવા માટે રાજપુત્ર સન્યાસી થયો હતો, જે જ્ઞાન મેળવવા માટે અલૌકિક તપશ્ચર્યા અને આત્મનિગ્રહ કર્યો હતો, તે જ્ઞાન તેણે આટલે દિવસે મેળવ્યું. યૌવવનમાં જે જરા મરણ જોઇને ભયભીત થયો હતો, તેનાથી અતીત થવાનું જ્ઞાન દુષ્કર સાધનોથી તેણે મેળવ્યું. પરંતુ સિદ્ધાર્થ હજી પણ સિદ્ધ થયો નહિ. કેવળ જ્ઞાન લાભની માણસ સિદ્ધ થતો નથી. પોતાના જીવનમાંથી આ અવિદ્યા દૂર કરવાને માટે પ્રાણના દ્વિગુણ ઉત્સાહથી ધ્યાન કરવા લાગ્યો. ધ્યાન કરતા કરતા તેનું આત્મજ્ઞાન અને વસ્તુજ્ઞાન તિરોહિત થયું. તેનો સર્વ સંદેહ અને મિથ્યા ધર્મમત જતા રહ્યા. ધ્યાન થવા લાગ્યું, રિપુઓએ વિદાયગીરી લેવા માંડી. ધ્યાન કરવાથી થાકતો નહોતો, -હૃદયના નિભૃત સ્થાનના પ્રિય પાપ નાઠાં. મહાબલથી, મહોત્સહથી ધ્યાન કરવા લાગ્યો, તેથી સર્વ પ્રકારના પાપ નષ્ટ થઈ ગયાં. સિદ્ધાર્થે મરીને જીવનલાભ કર્યો. તેનું

શરીર મૃતની પેઠે નિસ્પન્દ થયું, સ્થાણુવત્ તે પડી રહ્યો તેની શારીરિક ક્રિયા સ્તંભિત થઈ. હવે તેનું ચિત્તનું ચંચલપણું નહોતું, આશા નહોતી, તૃષ્ણા નહોતી, અનુરાગ નહોતો, વિરાગ નહોતો, ઈચ્છા નહોતી, ઉદાસીનનો પણ ભાવ નહોતો, મહાશાતિથી રહેવા લાગ્યો. તેના સુખનું નિર્વાણ, દુઃખનું નિર્વાણ, ઈન્દ્રિયનું નિર્વાણ, ઈચ્છાનું નિર્વાણ થયું. સિદ્ધાર્થ નિર્વાણ પામ્યો. સિદ્ધાર્થ વૃદ્ધ થયો. જે વડના ઝાડની નીચે તે સિદ્ધ થયો તે ઝાડ બોધિસત્વ નામથી પ્રખ્યાત થયું છે‡.

નિર્વાણ મેળવીને બુદ્ધે સાત દિવસ બોધિ તરૂનીચે ધ્યાનના સુખમાં ગાળ્યા. જે બોધિ વૃક્ષ નીચે બેસીને

---

‡આ બોધિદ્રુમના અંકુરમાંથી ઉત્પન્ન થયેલું ઝાડ હજી સુધી છે. ઈસવીસનની ત્રણસો વર્ષ આગમજ બોધિદ્રુમની એક શાખા સિંહલના અનુરોધ પુરમાં લઈ ગયા હતા અને ત્યાં તે રોપી હતી તે હજી સુધી છે. આ ઝાડ પૃથ્વીમાં સર્વ કરતાં જૂનું છે. ઈ૦ સ૦ ૫૦૦ માં અમરસિંહે બુદ્ધ ગયાનું મંદિર બનાવી આપ્યું છે. તેના ભગ્નાવશેષના ઉપર હાલનું મંદિર સ્થાપન કર્યું છે.

તેની સર્વે આશા પૂર્ણ થઈ છે, બીજું અઠવાડિયું પણ તે બોધિ મંડપમાં ઘણા સુખમાં ગાળ્યું, ત્રીજું અડવાડીયું પણ બોધિ વૃક્ષની નીચેજ ગાળ્યું તેનો પ્રાણ હવે આ સુખસ્થાન છોડીને જવા ચહાતો નહોતો, ચોથું અઠવાડિયું બોધિ વૃક્ષના ઉત્તમ પશ્ચિમાં ધર્મના વિચારમાં ગાળ્યું. પાંચમું અઠવાડિયું મુચિલિંદના ઝાડની નીચે ધર્મ ચિંતામાં ગાળ્યું. છઠું અઢવાડિયું અજપાલકના વડના ઝાડને નીચે ધર્મ ચિંતા અને નિર્વાણોભોગમાં ગાળ્યું. સાતમું અઠવાડિયું તારાયણ મૂળમાં ગાળ્યું. નિર્વાણ પ્રાપ્ત કરીને બુદ્ધ નિશ્ચેષ્ટ ભાવથી સાત અથવાડિયાં બોધિતરૂની પાસે રહ્યો. એક દહાડો પણ ભૂખ તરસ આવીને તેનું મન ફેરવી શકયાં નહિ

જ્યારે બુદ્ધ તારાયણની નીચે રહેતો હતો, ત્યારે ત્રપુષ અને ભલ્લિક નામના બે ભાઈયો ઓડિસાના રહેવાસી વેપારની ચીજો ગાડામાં ભરીને ઉરૂબિલ્વ વનમાં આવ્યા હતા. તેના ગાડાના ચાક માટીમાં ભરાઈ ગયાથી મદદને માટે તેઓ ફરતા હતા તેવામાં ઝાડની નીચે બુદ્ધની સૌમ્યમૂર્તિ જોઈ. તેને જોતાંજ તેના ઉપર શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થઈ. તેથી તેઓએ વિવિધ પ્રકારની સુખાદ્ય વસ્તુ લાવીને બુદ્ધને ખા-

વાને કહ્યું. ઘણા દિવસ સુધીના અનાહાર પછી બુદ્ધ ઉત્તમ વસ્તુ ખાઈને તૃપ્ત થયો અને મહા આનંદથી ફરી તારાયણ ઝાડના મૂળમાં જઈને વિચાર સાગરમાં ડુબ્યો.

## પ્રકરણ ૭ મું.

### ધર્મપ્રચાર.

બુદ્ધ ઝાડની નીચે બેશીને વિચાર કરવા લાગ્યો, મને અમૃત ધર્મ પ્રાપ્ત થયો છે, આ લોકમાં આના જેવો ધર્મ નથી. સત્યધર્મ નહિ મેળવતાં જીવગણ ઘણી દુર્ગતિ ભોગવે છે, હું સર્વ દુઃખ નિર્વાપક ધર્મ મેળવીને શું જંગલમાં જીવન અતિવાહિત કરૂં? બીજી બાજુએ પ્રચલિત ધર્મ અને પોતાના ધર્મમાં જૂદાપણું જોઈને વિચાર કરવા લાગ્યો કે લોકો આ ધર્મ ગ્રહણ કરશે કે નહિ. પ્રાયશ્ચિત, બલિદાન ક્રિયા, મંત્ર તંત્ર, દેવદેવી અને બ્રાહ્મણના ઉપર વિશ્વાસ ચાલતા ધર્મનો પ્રાણ છે, આત્મસંયમ અને જીવપર દયા નવા ધર્મનો પ્રાણ છે. આ નવો ધર્મ દેશ ગ્રહણ કરશે કે નહિ, એ વિચારથી બુદ્ધ વ્યાકુલ થયો. ન-

રનારી આ ધર્મનું માહાત્મ્ય સમજવાને શક્તિમાન્ થશે નહિ, એવું ધારીને ઘણીવાર તેનો પ્રાણ નિરાશાન્ધકારમાં આછન્ન થવા લાગ્યો. આ ધર્મનો પ્રચાર કરવાને પોતે યોગ્ય થયો છે કે નહિ તે વિશે તેને સંદેહ ઉપજ્યો. પરંતુ નરનારીની દુર્ગતિની વાત યાદ કરતાંજ તેઓને માટે મહાકરૂણા ઉપજી. "હું બ્રહ્મમાં સ્થિતિ કરીને ધર્મચક્ર ફેરવીશ. આ ધર્મ સર્વને ગ્રાહ્ય કરાવીશ†." આ ભાવ મનમાં ઉદિત થતાંજ તેના તમામ સંશય જતા રહ્યા. અદમ્ય ઉત્સાહથી પ્રાણ ઉદ્દીપિત થઈ ગયો. સત્યના પ્રચારને માટે પ્રાણમાં ઘોરતર આવેગ ઉત્પન્ન થયો. બુદ્ધે સાધનમાં સિદ્ધ થઇને સત્યલાભ કર્યો, હવે જગત્માં ઘેર ઘેર તે સત્ય ફેલાવવાનો સંકલ્પ કર્યો. ઘોર ધર્મ વિપ્લવમાં જગત્ પરિપ્લાવિત કરવામાં ઉત્સાહિત થઈ પડ્યો. જગત્માં સત્યની સંગ્રામ ઘોષણા કરીને એકલાએ સત્યની વિજય પતાકા ઉરાડી.

પહેલાં પોતાના પ્રાચીન ગુરૂ રૂદ્રકને નવા ધર્મમાં દીક્ષિત કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ તે આ લોક છો-

---

† લલિત વિસ્તરનો ૧૫ અધ્યાય ૫૧૦ પાનું જુઓ.

ડીને ગયો છે એ સાંભળીને વિચાર કર્યો કે અરાડ કાલામની પાસે નવા ધર્મનો પ્રચાર કરવો જોઇએ, પરંતુ તે પણ આ લોકમાં નથી આ ખબર જાણીને તેના પહેલાંના પાંચ શિષ્યને નવા ધર્મમાં દીક્ષિત કરવાને મૃગદાવ† ની તરફ ચાલ્યો. રસ્તામાં સૂર્યના સખ્ત તડકાથી થાકીને બુદ્ધ ઝાડના સુશીતલ છાયામાં બેઠો હતો એટલામાં ગયાની પાસે આજીવક નામના એક બ્રાહ્મણની સાથે મુલાકાત થઈ. આજીવકે બુદ્ધની અપૂર્વ શાન્ત મૂર્ત્તિ જોયાથી આશ્ચર્ય પામીને પૂછ્યું, "તે એવો કિયો ધર્મ છે કે જેને મેળવ્યાથી મનુષ્ય આપના જેવો ચિરાનંદ અને પરમ શાન્તિલાભ કરી શકે ?" બુદ્ધે કહ્યું, "અજ્ઞાનતા, પાપ અને પાર્થિવ તૃષ્ણાનું વિસર્જ્જન કરવાથી મારી આવી અવસ્થા થઈ છે." બ્રાહ્મણે પૂછ્યું, "આપ ક્યાં અને શા ઉદ્દેશથી જાયો છો ?" બુદ્ધે કહ્યું, "જેઓ ઘોરા-

---

† મૃગદાવ બનારસથી ૩ માઈલ ઉત્તરે છે. ત્યાં ઈસવીસન ૩૦૦ વર્ષ ઉપર અશોકે એક મંદિર બનાવ્યું હતું. હાલ તેનાં ભાંગેલાં ચિહ્ન જોવામાં આવેછે. એ જગાને હમણાં સારનાથ કહે છે.

ન્ધકારમાં ઘેરાયલા છે તેઓની પાસે પ્રકાશ કરવા, જગત્‌માં અમૃતનો દરવાજો ઉઘાડવા, વિશ્વ સંસારમાં ધર્મરાજ્યનું સ્થાપન કરવાને માટે બનારસ તરફ જાઉં છું." તેનાં તેજોમય વાક્ય સાંભળીને વૃદ્ધ બ્રાહ્મણ ક્રોધોન્મત્ત થયો, તેનાં સફેદ ભવાં કુંચિત કરીને વિકટ મુખથી બોલ્યો, "તારો જવાનો આ માર્ગ છે, મારો આ માર્ગ છે." એમ કહીને તે જમણી તરફ જલદીથી ચાલ્યા ગયો, બુદ્ધ એ પુરૂષના વચનથી કંઈ પણ ખેદ ન કરતાં ઉત્તર તરફ જવા લાગ્યો. બુદ્ધ જતો જતો ગંગાતીરે પહોચ્યો. નદી કિનારે એક ખારવાની સાથે મેળાપ થયાથી તેને કહ્યું કે "મને મહેરબાની કરીને નદી પાર લઈ જા." નાવિકે કહ્યું, "પૈસો આપો તો હું લઈ જાઉં." બુદ્ધે કહ્યું, "મારી પાસે કંઈ નથી તો શું આપું. હું ઘણોજ ગરીબ છું, મારી પાસે ધન દોલત કંઈજ નથી; માટીના એક ભાગેલા વાસણની કિંમત પણ આપવાને હું સમર્થ નથી. હું પાર થવાનો પૈસો ક્યાંથી લાવું?" મારો રોજગાર આજ છે કે પાર કરીને પૈસો એકઠા કરવા અને મારી બાયડી છોકરાંનું પાલન કરવું. પૈસો નહિ આપો તો નદી ઉતારી શકતો નથી." ખારવા-

એ આવું કહીને નદી ઉતારવાની ના કહી. એટલામાં બગલાંનું ટોળુ આકાશ માર્ગે નદી પાર જતું હતું, બુદ્ધે તેને બતાવીને નાવિકને કહ્યું, "જુઓ આ બગલાં કેવી રીતે પોતાની મેળે નદી ઉતરીને જાય છે. એઓ કોઈને કંઈ આપતાં નથી, હું પણ આધ્યાત્મિક બળથી નદી પાર કરીશ.

ગંગા ઉતરીને તે મૃગદાવમાં પહોચ્યો. તેના પાંચ શિષ્યોએ તેને છેટેથી જોઈને પોત પોતામાં સલાહ કરી કે જે માણસે વ્રતભંગ કર્યો છે, તેને ગુરૂ તરીકે સન્માન આપવું નહિ પણ નામ દઈને બોલાવવો. પરંતુ એ રાજકુળનો છે એ વાસ્તે બેશવા માટે કુશાસન આપવું પડશે. માત્ર કોંડાન્યને આ સલાહ ઠીક જણાઈ નહિ. બુદ્ધ પાસે આવી પહોચ્યાથી પેલા ચાર જણાએ તેની સાથે અપરિચિતની પેઠે વ્યવહાર કર્યો. પરંતુ કોંડાન્યે તેની સાથે વાતચીત કરીને પરમ સુખ મેળવ્યું. તેની પ્રશાંત મૂર્તિ અને અમૃતમય ઉપદેશના અદ્ભૂત પ્રભાવથી કોંડાન્યના સરળ પ્રાણમાં ધર્મરાજ્યનો નવો માર્ગ ઉઘડી ગયો.

તે દિવસે સાંજે કોંડાન્ય નવા ધર્મના ભાવમાં મગ્ન થઈને ગુરૂની પાસે બેઠો છે. સન્ધ્યાસતી ધીમે પ-

8

ગલે આવવા લાગી. અનંત તેજોમય નક્ષત્ર એજ તેનો સુંદર હાર હતો, ઘોર કૃષ્ણવર્ણ મેઘમંડળ એ તેનો કેશ પાશ હતો, અનંત આકાશ તેનું પરિધાન હતું, ચંદ્ર તેના મસ્તકનો મુકુટ હતો અને વિશ્વ તેની દેહલતિકા હતી. સંધ્યાના આગમનથી ચારેબાજુએ વનભૂમિ નિસ્તબ્ધ થઈ. બીજા ચાર શિષ્યો ત્યાં આવી પહોચ્યા. ધર્મ ભાવથી બુદ્ધનું શરીર આનંદિત થયું, તેના આખા શરીરમાંથી મહાતેજ નિકળવા લાગ્યું. રાત્રિનો પ્રથમ યામ તુષ્ણી ભાવ અવલંબીને ગાળ્યો; બીજો પોહોર અમૃતમય વાતમાં ગયો. જ્યારે રાત્રિ ગંભીર થવા માંડી, ચરાચર જગત્ સુષુપ્ત થઈ ગયું ત્યારે ગગન તલે બેશીને તે નિર્જન ગાઢા વનમાં બુદ્ધ ધર્મના મૂળતત્વ કહેવા લાગ્યો, " હે ભિક્ષુગણ ! એક તરફ સંસારી લોકોનાં ઉપભોગ્ય ઈન્દ્રિય સુખ છે, બીજી તરફ ફલ હીન દુઃખકર બ્રહ્મચર્ય છે; આ બન્નેનો ધર્માર્થીઓએ ત્યાગ કરવાં. મેં એક વચલો માર્ગ સોધ્યો છે, તે માર્ગનું અવલંબન કર્યાથી આંખ ઉઘડશે, દિવ્ય જ્ઞાન થશે, શાંતિ મળશે અને મનુષ્ય નિર્વાણ પ્રાપ્ત કરશે. સત્દ્રષ્ટિ, સત્સંકલ્પ, સદ્દવાક્ય, સદ્વ્યવહાર, સદુપાયથી પેટ ભરવું, સદુદ્યોગ, અને સત્સ્મૃતિ ઉત્તમ

સમાધિ છે, આ આઠ મારા સોધેલા માર્ગ છે. દુઃખ દુઃખનું કારણ છે, દુઃખનિરોધ, દુઃખ રોકવાનો માર્ગ છે; મારાં પ્રચારિત આ ચાર સત્ય છે. જન્મ થયાથી-જ નાના પ્રકારનાં દુઃખ મળે છે. જરા, વ્યાધિ અને મૃત્યુજ દુઃખ છે. અપ્રિયની સાથે અતૃપ્તવાસના પ-ણ દુઃખ છે. ટૂંકામાં અનુરાગોત્પન્ન પંચસ્કંધ દુઃખ છે. જીવન-તૃષ્ણા અને ઈન્દ્રિય તૃષ્ણા એ દુઃખનું કારણ છે. આ તૃષ્ણાનો ધ્વંસ કર્યાથીજ દુઃખ નિરોધ થાય છે. હે ભિક્ષુગણ! ઉપર લખેલા આઠ માર્ગ દુઃખને રો-કવાના માર્ગ છે, પ્રાચીન શાસ્ત્ર અથવા ગુરૂના ઉપદે-શથી મેં આ મહાસત્ય મેળવ્યાં નથી. મેં નવું જ્ઞાન, નવી આંખ, નવી વિદ્યા, નવી બુદ્ધિ અને નવા પ્રકાશ થી આ સત્યનું દર્શન કર્યું છે, મેળવ્યું છે, અને સત્ય જાણીને ધારણ કર્યું છે. સહજ જ્ઞાન અને વિચાર શ-ક્તિના પ્રભાવથી આ સત્ય જીવનમાં આણીને દુઃખ-ના હાથથી હમેંશને માટે મુક્ત થયો છું. મારી મુક્તિ અવિનશ્વર થઈ છે†." આ ધર્મોપદેશ સાંભળીને કોં-

---

† આ ઉપદેશને ધર્મ ચક્ર પ્રવર્ત્તન સૂત્ર કહે છે. આ બુદ્ધનો સર્વથી પહેલો ઉપદેશ છે. લલિત વિસ્તર-નું ૫૪૧ પાનું અને ધર્મ ચક્ર પ્રવર્તન સૂત્ર જુઓ.

ડાન્યની જ્ઞાનચક્ષુ ઉઘડી. તેણે મહાસત્યનું દર્શન કરીને તેનું ગ્રહણ કર્યું, તેથી તેના સઘળા સંશય નાશ પામ્યા. કોંડાન્ય બુદ્ધનો પ્રથમ શિષ્ય થયો. બીજે દહાડે સર્વ ભિક્ષા માગવા નિકળ્યા, કેવળ બાપા નામનો એક પુરૂષ અને બુદ્ધ આશ્રમમાં હતા; અવસર સમજીને બુદ્ધે ધર્મબલથી બાપાને શિષ્ય કર્યો, બીજે દહાડે ભદ્રીય, ચોથે દિવસે મહાનામ અને પાંચમે દિવસે અશ્વજિતને દીક્ષિત કરી લીધો.

એટલામાં વર્ષાઋતુ આવી. વરસાદના ત્રણ મહીના બુદ્ધ મૃગદાવમાં રહ્યા. આ વખતે જેઓ તેની પાસે રહેતા હતા તેમને ઉત્સાહ અને ઉદ્યમથી પરિપૂર્ણ થઇને ઉપદેશ આપતો હતો. યશ નામનો એક પ્રતિષ્ઠિત માણસ સંસારપર વીતરાગ થઇને રાત્રે ઘરમાંથી નાશી જતો હતો, બુદ્ધે તેને ધર્મોપદેશથી વિમુગ્ધ કરીને શિષ્ય કર્યો. યશનાં માબાપ અને સ્ત્રીએ પણ થોડા દિવસ પછી બુદ્ધની પાસે દીક્ષા લીધી. પરંતુ તેઓ ગૃહસ્થાશ્રમમાં રહીને ધર્મચર્ચા કરવા લાગ્યા. બુદ્ધ અનુરાગી સન્યાસીના કરતાં વિરાગી ગૃહસ્થને વધારે સન્માન આપતો હતો. પુષ્કળ ગૃહસ્થોએ તેનો ધર્મ ગ્રહણ કરીને દેવદેવીની ઉપાસના

નો ત્યાગ કર્યો. મૃગદાવમાં અપૂર્વ તપોધન આવ્યું છે એ ખબર સાંભળીને માણસોનો ટોળે ટોળાં તેની પાસે આવવા લાગ્યાં, ઘણાં માણસોએ તેની અમૃતમય વાત સાંભળીને પોતાનો પ્રથમ ધર્મ ફેરવ્યો. એક દહાડો બુદ્ધ બેઠો હતો એટલામાં આજીવક વિષણ્ણ વદનથી તેની પાસે આવ્યો. આજીવક ગયાને રસ્તે બુદ્ધને ભવા ચઢાવીને તિરસ્કાર કરીને બિહંગુ નામના ગામમાં ગયો હતો. તે ગામમાં એક વાઘરી તેને તપસ્વી સમજીને તેનું ભરણ પોષણ કરતો હતો. એક વેળાએ વાઘરી ઘણે છેટે મુસાફરીમાં ગયો હતો. વાઘરીની કન્યા આજીવકને ખાવાનું આપવા માટે તેની ઝુંપડીમાં ગઈ. કન્યાની જવાની અને રૂપ જોઇને બ્રાહ્મણનું મન વિચલિત થયું. બ્રાહ્મણે પ્રતિજ્ઞા કરી કે બનશે તો આ કન્યાની સાથે વિવાહ કરીશ નહિ તો આ દેહનો ત્યાગ કરીશ. વાઘરી નહોતો એટલે કોણ કન્યાદાન આપે? માટે આજીવક ઉપવાસ કરવા લાગ્યો. બ્રાહ્મણ અનાહારથી મરવાની હાલતમાં આવ્યો; એટલામાં વાઘરી ઘેર આવ્યો ને સર્વ ખબર સાંભળ્યા. વાઘરીએ હૃષ્ટ ચિત્તથી સાધુને કન્યા આપી. સાધુને એક પુત્ર થયો. સાધુ ઘણો આળસુ

હોવાથી તેની સ્ત્રી ઘણીજ અસંતુષ્ટ થઇને સર્વદા તિરસ્કાર કરતી હતી. પત્નીનો માર આખરે અસહ્ય થઈ પડ્યો. તેના મનમાં વૈરાગ્યોદય થયો—બુદ્ધની વાત યાદ આવી—સાધુ સંસારના ઉપર વીતરાગ થઇને સર્વ દુઃખ દૂર કરવા માટે બુદ્ધની પાસે ગયો. બુદ્ધે તેને માનની સાથે ગ્રહણ કરીને ધર્મમાં દીક્ષિત કર્યો.

વર્ષા ઋતુના ત્રણ મહીનામાં તેના શિષ્યની સંખ્યા સર્વ મળીને ૬૦ થઈ હતી. વર્ષા ઋતુની આખરે એ બધા શિષ્યોને એકઠા કરીને બુદ્ધે કહ્યું, "પ્રેમાસ્પદ શિષ્યો! તમે જે સત્ય મેળવ્યું છે તે પરમ સુખથી ભોગવો. સત્યલાભ કરવામાં આપણી એક મોટી જુમેદારી વધી છે. પરિત્રાણના શુભ સમાચાર ઘેર ઘેર ફેલાવવા જોઈએ. તમે જૂદે જૂદે સ્થળે જઈને ધર્મ પ્રચારમાં પ્રવૃત્ત થાઓ—ધર્મરાજ્યના સમાચાર મેળવીને ઘણાં માણસો ઈન્દ્રિયનું દાસત્વ છોડશે. ધર્મને માટે મુક્તિને માટે આતુર બનશે. તમે ઉત્સાહથી પ્રચારના કામ સારૂં નિકળો, હું પોતે ઉરૂબિલ્વના સેનાની ગામની તરફ જાઉં છું" આ નિરાશ્રિત નિઃસહાય દીન દુઃખી માણસોએ કરોડો માણસોના ધર્મ મતના વિરૂદ્ધમાં સંગ્રામ કરવાની ઘોષણા કરી, ફક્ત

૬૦ રસ્તાના ભિખારીઓ અતુલ પ્રતાપાન્વિત બ્રાહ્મણ્ય ધર્મનો પરાજય કરવા નિકળ્યા. તેઓ દેશો દેશમાં છુટા છુટા ફરીને નવા ધર્મના જયધ્વનિથી સઘળી જગાઓને કંપાયમાન કરી અને પ્રબલ ધર્મ વિપ્લવનો આરંભ કર્યો.

બુદ્ધે ઉરૂવિલ્વ જતાં રસ્તામાં કાપાશીય વનમાં ત્રીસ વ્યભિચારી ધનવાનને શિષ્ય કર્યા. ગુરૂની આજ્ઞા પ્રમાણે તેઓ ભિક્ષાપાત્ર લઈને દેશો દેશમાં ધર્મ પ્રચાર કરવા દોડ્યા. ઉરૂબિલ્વ વનમાં કાસ્યપ અને તેના બે ભાઈ રહેતા હતા. તે ત્રણ મોટા પંડિત, દાર્શનિક અને અગ્નિના ઉપાસક હતા. ઘણાજ શિષ્યો તેની પાસે શિખતા હતા. બુદ્ધની સાથે કાસ્યપની ઘણી મોહોબત થઈ. આખરે બુદ્ધનો આલૌકિક પ્રભાવ જોઈને તેના ધર્મમત ઉપર વિશ્વાસ રાખીને તેણે પોતાનો ધર્મનો ત્યાગ કર્યો. કાસ્યપના બે ભાઈઓ અને શિષ્યમંડળી પણ બુદ્ધના શિષ્ય થયા. વિદ્યાબળથી, ધર્મબળથા અને ચરિત્રબળથી કાસ્યપ દેશમાં પ્રખ્યાત હતા. કસ્યપે બુદ્ધનું અનુસરણ કર્યુ છે. એ ખબર ફેલાતાંજ દેશ દેશમાં ઘણી ગડબડ મચી ગઈ. શિષ્યોનો ઉત્સાહ દશ ગણો વધ્યો. એક દિવસે

બુદ્ધ નવા શિષ્યાના મંડળમાં ઘેરાઈને ગયાની પાસે ગંધહસ્તી પર્વત ઉપર બેઠેલાં હતા, રાજગૃહની સ્ત્રીઓ તળેટીમાં તેની સામે ઉભેલી છે, એટલામાં સામેના એક પહાડ ઉપર આગ સળગી ઉઠી. બુદ્ધ દાવાનલની તરફ નજર કરીને બોલ્યા, "મનુષ્ય જ્યાં સુધી અવિદ્યાને આધીન રહે છે, ત્યાં સુધી તેઓ પણ આ વનની પ્રમાણે બળે છે. ઈન્દ્રિય વિષયની ઉત્તેજનાથી તેઓની વાસના અને તૃષ્ણા વધારે બળે છે. આંખ બહારની વસ્તુને જુએ છે, એ જોયાથી સુખ તથા દુઃખ ઉપજે છે. આવી રીતે જૂદાં જૂદાં ઈન્દ્રિય જ્ઞાન હોવાથી કામ ક્રોધ લોભ વગેરે પ્રવૃત્તિ અને જરા વ્યાધિ અને મૃત્યુભય આવીને માનવ -હૃદયને અભિભૂત કરી નાખે છે. હે કાશ્યપ સૂકું લાકડું મેળવીને આ આગ જેમ ધીરે ધીરે વધીને વનને ભસ્મ કરે છે, તેમ ઈન્દ્રિય જ્ઞાન હોવાથીજ વાસના અને તૃષ્ણાનલ પ્રબળ થઈને જગતનાં નરનારીને દગ્ધ કરે છે. પરંતુ જેઓ મારો આ ધર્મ પાળે છે— જે ધર્મનું પ્રવેશ દ્વાર આત્મશુદ્ધિ છે અને પ્રેમ જે ધર્મનું શેષ લક્ષ્ય છે–તેઓ સર્વ અજ્ઞાનતાના હાથથી છુટે છે. પ્રવૃત્તિ તેઓને વશીભૂત થાય છે. અને ઈ-

ન્દ્રિયજ્ઞાન અને વાસનાને ઉત્તેજિત કરવાને સમર્થ થતી નથી. તેઓના હૃદયમાંથી પાપનું મૂળ ઉખડી જાય છે. પ્રકૃત મૂક્તિની ઈચ્છા કરનાર નિર્વાણ પ્રાપ્ત કરીને તૃષ્ણાનલમાં બળી મરતા નથી. તેઓ જાતિ વિચ્છેદે. ક્રિયા, યાગ યજ્ઞ અને બળિદાનના વૃથા નિયમમાં ગુથાતા નથી." આ ઉપદેશમાં બુદ્ધે જે કહ્યું છે તેનો કેવો ચમત્કાર ભાવ છે! આવું કદી કોઈયે કહ્યું નથી; જે એણે કહ્યું તેનો કેવો ગંભીર મર્મ હતો! ઈન્દ્રિયના વિષય સંબંધી આપણે જેટલો વિચાર કરીએ છિયે, તેટલી ઈન્દ્રિય સેવાને માટે વાસના પ્રબલ થઈ પડે છે. ઈન્દ્રિયના વિષય જેટલા વિચારથી અતીત થઈ જાય છે, તેટલીજ ઈન્દ્રિય સુખ ઉપભોગની ઈચ્છા પણ તિરોહિત થાય છે. એના પછી જ્યારે આત્મોત્કર્ષ દ્વારા તૃષ્ણાની શાંતિ થાય છે ત્યારે હૃદય પરિશુદ્ધ થઈ જાય છે, પુણ્યનીરથી સઘળા કલંક ધોવાઈ જાય છે, ઈન્દ્રિય કુવાસનાનો પરિત્યાગ કરીને પુણ્યની સહાયતા મળે છે. જગત્‌ના ઉપર અપાર પ્રેમ આવીને હૃદયનો અધિકાર કરે છે, જે જગત્‌માં સર્વનો મિત્ર છે, તે જગત્‌માં કામ ક્રોધનો મિત્ર ક્યાંથી હોય?

આવી રીતે ધર્માલાપમાં થોડો કાલ ત્યાં ગાળીને બુદ્ધ પૂર્વ પ્રતિજ્ઞાનુસારે શિષ્યગણની સાથે રાજગૃહ તરફ જવા નિકળ્યો તે વેળાએ રાજગૃહ પ્રબળ પરાક્રમી મગધ રાજાની રાજધાની હતી. મગધ રાજ્ય ગંગા કિનારાથી દક્ષિણમાં પચાશ કોશ અને શોણ નદીની પૂર્વે પચાશ કોશ સુધી ફેલાયલું હતું. બુદ્ધના આવવાના સમાચાર સાંભળીને મહારાજ બિંબસાર તેને લેવા માટે નગરમાંથી બહાર આવ્યા. નગરનાં બાળક, વૃદ્ધ, યુવા, યુવતી બુદ્ધનાં દર્શન કરવા માટે રસ્તા ઉપર ઉભાં રહ્યાં. તેથી લોકોને જવા આવનો રસ્તો બંધ થઈ ગયો. ઘણે દૂર સુધી માણસના માથાં શિવાય બીજું કંઈ જણાતું નહોતું. આ ભારે ઠઠની વચમાં બુદ્ધે કાસ્યપને પૂછયું, "શા માટે તમે અગ્નિની ઉપાસના છોડી છે?" કાસ્યપે કહ્યું, "કેટલાક લોક રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ અને ઈન્દ્રિય સેવામાં સુખ સમજે છે, બીજા કેટલાક માણસો બહારનો વૈરાગ્ય અને બળિદાનમાં સુખ સમજે છે, આ ચાર ફળ વિહીન હોવાથી મેં પહેલાંના ધર્મનો પરિત્યાગ કર્યો છે.જે ઈન્દ્રિયનો દાસ છે તે શું પરમ શાંતિ મેળવે, જે બહારની ક્રિયામાં અનુરક્ત છે તે શું નિર્વાણનો અધિકા-

રી થાય? કેવળ પોતાના આત્માની ઉન્નતિથીજ મનુષ્ય નિર્વાણરૂપ પરમ શાંતિ મેળવી શકે છે." ત્યાર પછી બુદ્ધે ચાર મહાસત્યની વ્યાખ્યા કરી. બિંબસાર તે સાંભળીને મુગ્ધ થઈ ગયો, અને નવા ધર્મમાં દીક્ષિત થયો. એક બાજુએ સુપંડિત કાશ્યપે અને બીજી બાજુએ મહારાજા બિંબસારે બૌદ્ધ ધર્મનું અવલંબન કર્યું છે એ ખબર ફેલાતાંજ રાજ્યમાં મોટી ગડબડ મચી રહી. બીજે દિવસે સેંકડો માણસો બુદ્ધનું દર્શન અને ધર્મ તત્વ સાંભળવાની ઈચ્છાથી વષ્ટિવનમાં એકત્ર થયા. મધ્યાન્હે ભોજનની સામગ્રી એકઠી કરવા માટે બુદ્ધ ભિક્ષાપાત્ર હાથમાં લઇને નગરમાં પેઠો. તેનું દર્શન થતાંજ સેંકડો માણસો ઘરમાંથી નિકળીને તેની પછવાડે ચાલ્યા. નરનારીના આનંદ કોલાહલથી નગર પરિપૂર્ણ થયું. કદાચ કોઈ જીવનો પ્રાણ જાય એ ભયથી પ્રફુલ્લ વદન અવનત કરીને ઘેર ઘેર ભિક્ષા માગતો માગતો આખરે રાજભવનમાં ગયો. રાજાએ માન આપીને તેથી વંદના કરીને કહ્યું, "મહારાજ! યષ્ટિવન ઘણું દૂર છે એટલા માટે પાસેના વેણુવનમાં વાસ કરીને મને કૃતાર્થ કરો." એ વાત બુદ્ધે કબૂલ રાખી, અને ત્યાર પછી ઘણાં વર્ષ સુધી વર્ષા ઋતુમાં

અહિં આવીને રહેતો હતો, આ વેણુવનમાંજ તેના મુખમાંથી નિકળતી અમૃત વાત શ્રવણ કરીને ઘણા માણસો નિર્વાણ પથમાં અગ્રેસર થયા હતા. આ વેણુવનમાં બુદ્ધ બે મહીના રહ્યો. એક સમયે અશ્વજિત ભિક્ષુક વેશે રાજગૃહમા ઘેર ઘેર ભિક્ષા માગતો હતો, તેની સૌમ્યમૂર્ત્તિ, ઉજ્વલજ્યોતિ, કરૂણા પૂર્ણ દૃષ્ટિ અને પુણ્યમય વદનમંડળ જોઇને ઉપતીષ્ય નામના એક બ્રાહ્મણના છેકરાના હ્રદયમાં ધર્મ લાભને માટે ગંભીર તૃષ્ણાનો સંચાર થયો. ઉપતીષ્ય પોતાના હ્રદયની અવસ્થા કાલિત નામના બીજા એક બ્રાહ્મણ પુત્રને કહી. બુદ્ધશિષ્યનું મનોમુગ્ધકર જીવન જોઇને તેના પવિત્ર ચરિત્ર અને પવિત્ર વ્યવહારથી બ્રાહ્મણના બે છોકરાનાં હ્રદય ખેંચાયા. થોડા દિવસ પછી તેઓ બન્ને બુદ્ધની પાસે દીક્ષિત થયા. નવજીવન મેળવીને ઉપતીષ્યે સારિપુત્ર અને કાલિતે મૌદ્દ્ગલ્યાયન નામ ધારણ કર્યું. જે દિવસે સારિપુત્ર દીક્ષિત થયો, તે દિવસ બુદ્ધે ભિક્ષુઓની સમાજ સ્થાપન કરી. આ સમાજનું નામ સંઘ રાખ્યું. સારિપુત્ર અને મૌદ્દ્ગલ્યાયન પરમોત્સાહી, મહાતેજસ્વી અને અસાધારણ બુદ્ધિશાળી હતા, એ વાસ્તે બુદ્ધે

તેઓને સંઘમાં પ્રધાન પદમાં પ્રતિષ્ઠિત કર્યા. પહેલાંના શિષ્યોને આ એક પોતાનું અપમાન થયું છે એમ સમજીને ગુરૂના ઉપર માઠું લાગ્યું અને સંઘમાં અદેખાઈ ઉત્પન્ન કરી. બુદ્ધે શિષ્યોના આવા વ્યવહારથી ખેદિત થઇને સઘળાઓને એકત્ર કરીને કહ્યું, "પાપથી દૂર રહેવું, પુણ્યોપાર્જ્જન કરવું અને આત્માની શુદ્ધિ કરવી એ ભિક્ષુઓનો ધર્મ છે. તમે શા માટે અદેખાઈથી બળીને ધર્મને વિસ્મૃત કરો છો." બુદ્ધના ઉપદેશે શિષ્યોનાં ઉત્તેજિત -હૃદયને પ્રશાંત કર્યા, તો પણ સંઘની પવિત્રતાની રક્ષાને માટે તેણે કેટલાક નિયમ આ વખતે કર્યા. જે સભામાં એ સર્વ નિયમ કરવામાં આવ્યા હતા તેનું નામ "શ્રાવક સન્નિપાત" છે અને જે સર્વ નિયમ વિધિ બદ્ધ થયા તેનું નામ "પ્રતિમોક્ષ" છે.

જ્યારે બુદ્ધ રાજગૃહમાં જતો હતો, ત્યારે રાજ્યમાં મોટી ધામધૂમ થતી હતી, તેના નિર્જ્જન રહેઠાણમાં સર્વદા માણસોની ઠઠ જમતી હતી પરંતુ સારિપુત્ર અને મૌદ્દગલ્યાયનના પછી ઘણા દિવસ સુધી કોઈ દીક્ષિત નહિ થયાથી સાધારણ લોકોનો ઉત્સાહાગ્નિ ધીરે ધીરે હોળવવા માંડી હતી. અશિ-

ક્ષિત માનવ -હૃદય સ્વભાવતઃ નૂતન પ્રિય હોય છે. જ્યારે બૌદ્ધ ધર્મનો ઉપદેશ વારંવાર સાંભળ્યાથી તેનું નવિનત્વ જતું રહ્યું ત્યારે નગરવાસીઓ પ્રથમતઃ ઉત્સાહહીન, પછી શ્રદ્ધાવિનાના, અને અંતે બૌદ્ધોના વિરૂદ્ધમાં ઉભા થયા, જેઓએ પિતા માતાના એકના એક પુત્રને ઘરમાંથી બહાર કાઢીને સન્યાસી કર્યા હતા, જેઓ ચાલતા ધર્મનો નાશ કરવાને તત્પર થયા હતા, જેઓ સમાજની પ્રાચીન ચાલતી રૂઢિનો ઉચ્છેદ કરીને બ્રાહ્મણ ચંડાલમાં એકતા કરવાનો પ્રયત્ન કરતા હતા, જેઓ ભિક્ષુઓનાં નિર્મળ સુખ ઉજ્વલવર્ણથી બતાવીને ગૃહીઓને ગૃહધર્મનો પરિત્યાગ કરવાને પ્રોત્સાહિત કરતા હતા. ટૂંકામાં જેઓ જીવ સૃષ્ટિના વિનાશમાં લાગેલા હતા ! તેઓના વિરૂદ્ધમાં નગરવાસીઓ ઉત્તેજિત થઈ પડ્યા. જ્યારે ભિક્ષુઓ ભિક્ષાને માટે નગરમાં જતા હતા, ત્યારે નગરના રહેવાસીઓ તેઓને અને બુદ્ધને નાના પ્રકારથી અપમાન કરતા હતા. ભિક્ષુઓએ લોકોના અસદ્વ્યવહારથી વ્યથિત થઇને બુદ્ધને જણાવ્યું. તેમણે કહ્યું, " લોકો જે અમંગળ ધારીને તમારો તિરસ્કાર કરે છે, તેજ ચિરમંગળકર છે. તમે નગરવાસી-

એને કહેજો કે બુદ્ધે જગતમાં ધર્મરાજ્ય ફેલાવવાનો સંકલ્પ કર્યો છે. સત્યજ તેનું અમોઘાસ્ત્ર છે, સત્ય વિના બીજું કંઈ પણ હથિયાર તે જાણતો નથી. આ સત્યના બળથીજ ઘણા માણસો તેનું અનુકરણ કરે છે, સત્યના બળથીજ તેનું ટોળુ દિવસે દિવસે વધશે.”

બુદ્ધ કેટલાક લોકોના પ્રીતિ અને કેટલાક લોકની અપ્રીતિ ભોગવીને મહોત્સાહથી નવા ધર્મનું નવું તત્વ ફેલાવવા લાગ્યો. દેશ વિદેશમાં તેનું નામ ફેલાઈ ગયું. પુત્ર સિદ્ધ થઇને સેંકડો માણસોને નવજીવન આપે છે, એ ખબર સાંભળીને શુદ્ધોદન તેને જોવા માટે વ્યાકુલ થઈ પડયો. પુત્રને કપિલવસ્તુમાં આણવા માટે માણસો મોકલ્યાં, પરંતુ મોકલેલાં માણસો બુદ્ધની અપૂર્વ ધર્મની વાત સાંભળાંજ સંસારની માયાનો ત્યાગ કરીને ભિક્ષુવેશમાં દેશો દેશમાં ફરવા લાગ્યા. ઘણા દિવસ ગયા પણ પુત્ર અથવા પુત્રના સમાચાર લઈને કોઈ પાછું આવ્યું નહિ. તેથી શુદ્ધોદને આતુર થઈને ફરી બીજા માણસો મોકલ્યા, તે માણસોએ પણ બુદ્ધનું અનુસરણ કર્યું. બુદ્ધના ઉપદેશની કેવી મોહક શક્તિ, તેના જીવનનું કેવું અદ્‌ભૂત ખેંચાણ;

જે તેની પાસે જતા હતા, તે સંસારની માયા ચિરજીવનને માટે વિસર્જન કરતા હતા. કપિલવસ્તુમાંથી એકના પછી એક નવવાર ઘણાં માણસોને બુદ્ધને ઘેર બોલાવવાને મોકલ્યાં, પરંતુ એક માણસ પણ પાછો ઘેર આવ્યો નહિ. શુદ્ધોદને આખરે બુદ્ધના બાલ્યમિત્ર કાલઉદાયિનને બોલવવાને મોકલ્યો. કાલઉદાયિન રાજાનો અતિ વિશ્વાસુ કામદાર હતો. તે આવ્યો ત્યારે શુદ્ધોદને અશ્રુપૂર્ણ લોચનથી કહ્યું, "મારૂં જીવન ખતમ થવા આવ્યું છે, એકવાર પુત્રનું મુખ જોઈને આ દગ્ધ પ્રાણ શીતલ કરવા ચાહું છું, પરંતુ જેટલાં માણસોને પુત્રની પાસે મોકલ્યાં છે તેમાંથી કોઈ પાછું આવ્યું નથી અથવા કોઈએ કંઈ પણ ખબર મોકલી નથી, તું મારૂં છેલ્લું અવલંબન છે. વૃદ્ધના ઉપર દયા કરીને એકવાર રાજગૃહમાં જા અને પુત્રને કહે કે મૃત્યુની પહેલાં તારો પિતા એકવાર તારૂં મુખ જોવા ચાહે છે." કાલઉદાયિન રાજગૃહની તરફ જવા નિકળ્યો. બુદ્ધ કેટલાક દિવસથી ઉરૂબિલ્વમાંથી વેણુવનમાં આવીને રહ્યા હતા, એટલાંમાં કાલઉદાયિન ત્યાં જઈ પહોચ્યો બુદ્ધનું નવજીવન, ચરિત્રનું માધુર્ય અને પવિત્રતા જોઈને કાલઉદાયિન મુગ્ધ

થઈ ગયો, જે વાતને આખા જન્મારામાં કદી પણ સાંભળી નહોતી, એવા પરિત્રાણપ્રદ મધુર વાક્ય સાંભળીને કાલઉદાયિને બૌદ્ધ ધર્મનું ગ્રહણ કર્યું.

બે મહીના ગયા, વસંતકાલ આવ્યો. વાસંતી વાયુ કહેવા લાગ્યો, જળ સ્થળે નવીન મૂર્ત્તિ ધારણ કરી. ઝાડ નવપત્રથી સજ્જિત થઈને ફૂલ ભારથી અવનત થયાં. ધરણી શ્યામલ દુર્વાથી આચ્છાદિત થઈ. શીતાપગમથી જીવગણ આનંદોત્સવમાં ડુબી ગયા. સમસ્ત પ્રકૃતિ લાવણ્યનો છટા વિકાસ કરીને આનંદ પ્રકાશ કરવા લાગી. એવા મધુર સમયમાં એક દિવસે કાલઉદાયિને બુદ્ધને કહ્યું, "દેશ ભ્રમણ કરવાનો આ યોગ્ય સમય છે, ચાલો આપણે આ જગા છોડીને ફરવા નિકળીએ. આપના પિતાનો પણ મરવાનો કાળ ઘણોજ પાસે આવેલો છે, તેની ઘણી ઈચ્છા છે કે મૃત્યુની પહેલાં એકવાર આપનું મુખ જોઈને સન્તપ્ત પ્રાણ શીતળ કરે." બુદ્ધ પિતૃદર્શનાર્થે જવાનું સ્વીકારીને ઘણાં શિષ્યોની સાથે કપિલવસ્તુ તરફ જવા નિકળ્યો. રાજગૃહથી કપિલવસ્તુ જતાં થોડોક કાલ મલ્લદેશમાં રહ્યો. મલ્લ રાજાઓએ એ વેળાએ બૌદ્ધ ધર્મ ગ્રહણ કર્યો. ઉપાલી નામના રાજ કુટુંબમાંનો એ-

ક હજામ ભિક્ષુ શ્રેણીમાં શામિલ થયો. ઉપાલી ભિક્ષુ થયો, મલ્લરાજાઓએ પોતાનાં માથા તેના પગમાં નમાવ્યાં. બુદ્ધ બે મહીને રાજગૃહમાંથી કપિલવસ્તુમાં પ્હોચ્યો, અને સંઘના નિયમાનુસારે નગરને થોડે છેટે વડવનમાં રહેવાનું નક્કી કર્યું. બુદ્ધના આવવાના ખબર સાંભળીને નગરમાંના બાળક બાળિકા ટોળે મળીને પુષ્પમાળાથી તેને વધાવી લેવાને નિકળ્યાં. યુવક અને વૃદ્ધગણ તેઓની પછવાડે જવા લાગ્યા, વડવનમાં મોટી ધામધૂમ થઈ. શુદ્ધોદન, તેનો ભાઈ અને બીજાં સગાંવહાલાં ત્યાં આવ્યાં. બુદ્ધે તેઓને નમસ્કાર ન કર્યાં. તેથી તેઓ મનમાં ને મનમાં અસંતુષ્ટ થયા. સાંજે સર્વે ઘેર પાછા આવ્યા. સન્યાસીઓએ વડવનમાં રાત્રિ ગાળી.

બીજે દહાડે બુદ્ધ ભિક્ષાપાત્ર હાથમાં લઈને નગરમાં પેઠો. એકવાર વિચાર કર્યો કે ભિક્ષાને માટે એકદમ રાજભવનમાં જાઉં, કે ઘેર ઘેર ભિક્ષા માગતો માગતો આગળ વધું, પરંતુ સંઘના નિયમાનુસારે ઘેર ઘેર ભિક્ષા માગવી એ નક્કી કર્યું. બીજા ભિક્ષુકને જે નિયમ લાગુ પડતા હતા તેજ રાજપુત્ર અને ગુરૂ તરીકે તે લાગુ પડતા હતા. બુદ્ધ દરવાજે દરવાજે

ભિક્ષા માગવા લાગ્યો. રાજપુત્રનો ભિખારી વેશ જોઈને નગરવાસીઓ રોવા લાગ્યા. ઘરમાં અતુલ ઐશ્વર્ય હોવા છતાં એક મુઠી અનાજને માટે રાજપુત્ર બારણે બારણે ભિક્ષા માગે છે, રમણીઓના કોમળ પ્રાણમાં આવો ભયાનક દેખાવ સહન થયો નહિ. તેથી તેઓ નાના પ્રકારના વિલાપ કરવા લાગી. ચારે બાજુએ આર્ત્તનાદ અને ગડબડ સાંભળીને ગોપા મહેલ ઉપર ચઢીને જુએ છે તો પોતાનો પ્રાણાધિક સ્વામી ઉઘાડે પગે, ખુલ્લે માથે, હલદરના રંગનું કાપડું પહેરીને ઉઘાડે શરીરે હાથમાં ભિક્ષાપાત્ર લઈને ધીરેધીરે ચાલે છે ગોપા સ્વામીની આવી મૂર્ત્તિ જોઈને બેશુદ્ધ થઈ ગઈ. રાજકુમારનો આ વેશ જોઈને કોણ રોયા વગર રહે? જે સોનાની ગાડી શિવાય કદી એક પગલું ભરતો નહોતો. મણિમુક્તાથી જેનું શરીર સર્વદા સજ્જિત રહેતું હતું. તરેહવાર વસ્તુ વિના જે આહાર કરતો નહોતો, તે આજે માટીનું પાત્ર હાથમાં લઈને પિતાનીજ રાજધાનીમાં ભિક્ષા માગવા નિકળ્યો છે. આવો દેખાવ કોના પ્રાણમાં સહ્ય થાય? ગોપા! તમારા સરળ મુખપર અશ્રુજળ જોઈને અમારી પણ રોવાની ઈચ્છા થાય છે. ગોપાએ પોતાનો શોક

સમાવીને સસરાને પોતાના સ્વામીની ખબર મોકલી. રાજા ગભરાઈને ભવનમાંથી નિકળ્યો, બહાર આવીને પુત્રનો આવો દીન વેશ જોઈને અધીરો થઈને રોવા લાગ્યો. ઈચ્છા થઈ કે પુત્રને ભિક્ષાથી દૂર કરૂં પરંતુ બોલાયું નહિ. ઘણા કષ્ટથી શોકનો વેગ સમાવીને બોલ્યો, "શા માટે પેટને સારૂં ઘેરે ઘેર ભિક્ષા માગીને અમને શરમમાં નાખે છે? હું શું આટલા ભિક્ષુઓને ખાવાનું આપી શકતો નથી? બુદ્ધે કહ્યું, મહારાજ! ભિક્ષાવૃત્તિ અમારા વંશની રીતિ છે." રાજા બોલ્યો, "આપણે રાજાના પુત્ર છિયે, આપણા વંશના કોઈએ કદી પણ ખાવાને માટે ભિક્ષા વૃત્તિનું અવલંબન કર્યું નથી." બુદ્ધ ફરી બોલ્યો, "આપ અને આપનું કુટુંબ રાજવંશજાત હોઈ શકો છો, પરંતુ હું પુરાતન બુદ્ધગણના વંશથી અવતરેલો છું. તેઓ ભિક્ષા માગીને પોતાનો ગુજારો કરતા હતા. પરંતુ પિતાજી જો કોઈ મહામૂલ્ય ગુપ્ત ધન મેળવે તો તે અમૂલ્ય રત્ન પિતાનેજ ભેટ આપવું એ કર્તવ્ય છે," આમ કહીને તેણે રાજમાર્ગ પર ઉભો ઉભો એકત્ર થયેલા માણસોની સામે પિતાને કહ્યું, "પિતાજી! જાગો હવે વખત લગાડો નહિ,

પવિત્ર જીવન મેળવવાનો યત્ન કરો. જે માણસ ધર્મ પાલન કરે છે તે આલોક અને પરલોકમાં નિર્મળ સુખ ભોગવે છે. એટલા માટે પવિત્ર જીવન લાભ કરો, હવે પાપનું અનુસરણ કરતા ના, જેઓ સન્માર્ગે ચાલે છે તેઓને બન્ને લોકમાં પરમ શાંતિ મળે છે."‡ રાજાએ તેની વાતનો કંઈ પણ જવાબ આપતા પહેલાં પોતાના હાથમાં ભિક્ષાપાત્ર લઈ લીધું અને પુત્રને લઈને અંદર ગયો. બુદ્ધ અંદર ગયો એટલે. સગાં વહાલાં અને દાસ દાસી તેને યથા યોગ્ય માન આપવા લાગ્યાં, રાજકુટુંબમાંનાં સર્વ ત્યાં એકત્ર થયાં હતાં પણ ફક્ત ગોપાને કોઈએ જોઈ નહિ. "મારા ઉપર જો તેની જરા પણ પ્રીતિ હશે તો તે જરૂર મારી પાસે આવશે, અહિં આવશે તો હું મારા મનની વાત તેની પાસે કહીશ." એવો વિચાર કરીને ગોપા ઓરડાની અંદર બેશી રહી. બુદ્ધે ચારેબાજુએ નજર કરીને જોયું તો ત્યાં ગોપા નહોતી, બે શિષ્યો તેની સાથે રહેતા હતા તેમને પહેલેથી કહી રા-

---

‡ "મેક્સ મ્યૂલર" પ્રકાશિત ધર્મપદનો ૧૬૮ મો અને ૧૬૯ મો શ્લોક જુઓ.

ખ્યું હતું કે જે કોઈ સ્ત્રી મને મળવાની ઈચ્છા કરે તો તેને રોકશો ના. બુદ્ધ ગોપાની પાસે ગયો પરંતુ ગોપા કંઈ બોલી નહિ પણ ઉલટી રોવા લાગી. તેણે ઘણો બોલાવવાનો યત્ન કર્યો પણ કંઈ બોલી નહિ. સ્વામીના પગ નીચે પડીને રોવા લાગી અને આંસુથી પગ ભીના કરવા લાગી. ઘણે દિવસે સ્વામીના ચરણને સ્પર્શ કર્યો હતો તેથી શોક સિંધુ ઉછળવા લાગ્યો. નિસ્પન્દ ભાવથી તે ચરણને આલિંગન કરીને જમીન ઉપર પડી રહી. ગોપાને મનનું દુઃખ પ્રકાશ કરી શકવાને ભાષામાં શબ્દ નહોતા—અવ્યક્ત ભાષાથી આજ રોવા લાગી—તે અવ્યક્ત રોવું સાંભળીને સિદ્ધાર્થનો ઉદાસીન પ્રાણ પણ ચંચલ થયો. હાય! અસામ્ય શું દુઃખનું કારણ છે. બુદ્ધે જગતને માટે આત્મ વિસર્જન કર્યું છે, ગોપા તેનો તે ઉંચ્ચભાવ નહિ સમજ્યાથી આટલો ક્લેશ પામે છે. ચિરકાલ આવી રીતે રોયાથી પણ સ્વામી હવે તેનો થશે નહિ એવો મનમાં વિચાર કરીને ગોપા આખરે રોતી રોતી એક ખુણામાં જઇને ઉભી રહી. શુદ્ધોદને પુત્રને કહ્યું કે, "જ્યારે તું ઘર છોડીને ગયો છે, ત્યારથી તારી પત્ની આ યૌવનમાં પણ

કઠોર બ્રહ્મચર્ય વ્રતનું અવલંબન કરીને દિવસ ગાળે છે, અનાહારે, અનિદ્રામાં કોઈ રીતે પ્રાણ બચાવી રાખ્યો છે, તેનું વૈધવ્ય અને તેનો અપાર ક્લેશ જોયાથી પથ્થર પીગળી જાય છે, રાજરાણી થઇને કોઇએ કદી પણ આવું દુઃખ દાયક જીવન ગાળ્યું નથી. ઘણા માણસોએ તેને આ રસ્તેથી દૂર રાખવાને માટે ઘણો યત્ન કર્યો હતો પરંતુ બ્રહ્મચર્યમાંજ શરીરનો નાશ કરીશ એવો સંકલ્પ એણે કર્યો છે. બુદ્ધે મુગે મ્હોએ પત્નીની દુઃખવાર્તા સાભળી. જે ગોપા પ્રાણના કરતાં પણ પ્રિય હતી, વૃક્ષ જેમ લતાને આશ્રય આપે છે તેમ જીવનની સહચરી સમજીને જે પ્રાણાધિક સ્ત્રીને પોતાના આશ્રયમાં લઇને નિશ્ચિંત કરી હતી, તે અબળાને આ ભૂમંડળમાં નિરાશાના અપાર સાગરમાં ડુબાવી છે. બુદ્ધ ગંભીર ભાવથી ઉભો રહીને વિષાદ પૂર્ણ ચિંતા કરતો હતો. વિના અપરાધે પ્રિયતમા પત્નીના સુખના માર્ગમાં કાંટા નાંખ્યા છે, ક્ષણમાત્ર આ વિચાર કરીને પત્નીને અનંત સુખથી સુખી કરવાને માટે ધર્મોપદેશ આપ્યો. ધર્મની અમૃત કથાનું શ્રવણ કરવાથી ગોપાનો શોક દગ્ધ પ્રાણ જરા શાંત થયો. રાજા અને રાજ કુટુંબનાં મા-

ણુસોએ એ અપૂર્વ કથા સાંભળીને નવા ધર્મપર આસ્થા રાખી.

બીજે દિવસે ગૌતમીના પુત્ર નંદનો વિવાહ અને રાજ્યાભિષેક હતો. આ સુખદાયક દિવસે બુદ્ધ એક વાર નંદને મળવા ગયો હતો. બુદ્ધે એવા કોઈ અલૌકિક આકર્ષણથી તેને ખેંચ્યો, અને એવા કોઈ મહા મંત્રથી તેને મુગ્ધ કર્યો કે તેણે રાજ્ય સુખ અને વિવાહ સુખ અસાર અને નાશવંત જાણ્યું. બુદ્ધની પાસે જઇને અનનુભૂત પૂર્વ અનુપમ નિર્મળ સુખની છાયા માત્ર જોઇને તેનો પ્રાણ વિમુગ્ધ થયો, અને તે સુખ આત્મસ્થ કરી શક્યો; હાવાં બીજાં કેટલા સુખ મળશે એ વિચારમાં તલ્લીન થયો. રાજભવનમાં હાહાકાર થઈ ગયો, કન્યા ઘણી આશા રાખતી હતી કે આજે મારો વિવાહ થશે. આજથી હું રાજમહિષી થઈશ; ઘણી જાતનાં સુખના સ્વપ્ના જોતી હતી; પરંતુ તે સુખ આશા ગર્ભમાંજ રહ્યાં. સુંદરી અને રાજપરિજનગણ ઘણા વિલાપ કરવા લાગ્યાં. નંદનું મન ફેરવવાની ઘણી કોશિસ કરી, પરંતુ કોઈ રીતે તેનું મન ફર્યું નહિ. અનંત કાલના સુખનો જેણે આભાસ જોયો છે તે શું હવે આ પૃથ્વીના પંકિલ સુખથી લોભાય?

બુદ્ધ એક દિવસે ભોજન કરવા માટે રાજભવનમાં ગયો હતો. ગોપાએ રાહુલને ઘણા કીંમતી કપડાં પહેરાવીને કહ્યુ, " રાહુલ આજે તારા પિતાની પાસે જઈને પિતૃધન માગજે." રાહુલને સાત વર્ષ થયાં હતાં પરંતુ પિતા કોણ છે તે જાણતો નહોતો; બાળકે સરળતાથી કહ્યુ, " કોણ મ્હારો પિતા છે? રાજા શિવાય હું બીજા કોઈને જાણતો નથી?" ગોપાએ પુત્રને બારીની પાસે લઈને આંગળીથી દેખાડીને કહ્યુ, "પેલા ઉજ્વલ પ્રશાંત મૂર્તિવાળા સન્યાસી જેવા જણાય છે. એજ તારા પિતા. એની પાસે ઘણું કિંમતી ધન છે જેને લીધે એણે આપણો પરિત્યાગ કર્યો છે તેનાથી આપણે હવે તે અમૂલ્ય ધનનું સુખ જોવા પામતાં નથી. જા એમની પાસે જઈને કહે, પિતાજી! હું આપનો પુત્ર છું હું શાક્યવંશનો નેતા થઇશ, હું પિતૃધન મેળવવાની ઈચ્છા રાખું છું, મારી પ્રાર્થના પૂર્ણ કરો." રાહુલ પિતાની પાસે જઈને નિખાલસ મનથી અને પ્રીતિ વિસ્ફારિત નયનથી બોલ્યો. " પિતાજી! આપને જોઈને મને ઘણો આનંદ થયો છે." બુદ્ધે તેને કંઈ જવાબ દીધો નહિ, ભોજન કરીને વડવનની તરફ ગયો. રાહુલ પણ તેની પછવાડે પછવાડે જઈને વા-

રંવાર પૈતૃક ધનની યાચના કરવા લાગ્યો. બુદ્ધે કંઈ જ-
વાબ પણ આપ્યો નહિ, તેમ પુત્રને બોલતાં અટકાવ્યો
પણ નહિ; શિષ્યોએ પણ એ બાળકને કંઈ કહ્યું નહિ.
અંતે વડવનમાં જઈને વિચાર કરવા લાગ્યો, "આ પૃ-
થ્વીનું નશ્વરધન દુઃખનું કારણ છે. મેં બોધીદ્રુમની
નીચે જે સાત રત્ન મેળવ્યાં છે તે આજ એને આપી-
શ. અને મારા આધ્યાત્મિક ધનનો વારસો આપીશ."
ત્યારે સારી પુત્રને કહ્યુ, "આ બાળકને સહચર કરો."
સાત વર્ષના નિર્દોષ સરળ બાળકનો શિષ્યોએ રાજ
પોશાક ઉતાર્યો, માણિ મુક્તા શરીરમાંથી કાઢયા. પ-
ગ ઉઘાડા કર્યા, માથુ મુંડયું અને હળદરના રંગના
જીર્ણ વસ્ત્ર પહેરાવ્યાં. રાહુલ ખરો સૌભાગ્યવાન્ કે
આવો પિતા પામ્યો. બુદ્ધ પણ સૌભાગ્યવાન્ કે પુત્રને
સંસારના માયાબંધનથી મુક્ત કરીને અનંત અ-
ક્ષય ધનનો અધિકારી કરવાને સમર્થ થયો.
પૈસાને માન આપનાર પિતા પુત્રને લક્ષપતિ જોઈને
આહ્લાદિત થાય છે, ધાર્મિક પિતા પુત્રને સુચરિત્ર-
વાન્ જોયાથીજ સુખી થાય છે. સંસારના વૈભવના
કરતા ચિરસ્થાયી સુચરિત્રધન વધારે મૂલ્યવાન્ નથી?
પરંતુ આ પંકિલ સંસારમાં એવા પિતા કેટલા મળે

છે, જેઓ પુત્રને પોતાને હાથે ધર્મને માટે, પરોપકાર ને માટે, દેશને માટે સન્યાસીનાં પોશાકમાં સજાવી-ને સુખનો અનુભવ કરે છે? રાહુલ ભિક્ષુ શ્રેણીમાં જો-ડાયા છે તે સાંભળીને રાજકુટુંબ શોકાકુલ થયું. બુદ્ધ-ના શોકથી શુદ્ધોદન જીવન્મૃત જેવો થયો હતો, ત્યાર પછી બીજો પુત્રનંદ તેના જખમી પ્રાણમાં બાણ વિ-ધીને સન્યાસી થયો હતો. અંતે જે વૃક્ષનું એક માત્ર અવલંબન અને વંશનો એકમાત્ર પ્રદીપ હતું તેણે પ-ણ પરિત્યાગ કર્યો, વૃદ્ધના ભગ્ન પ્રાણમાં હવે કેટલો મનસ્તાપ સહન થાય. વૃદ્ધ ચારે બાજુનું ભાન વિસ-રીને વડવનમાં ગયો અને સજળ નયનથી ગદ્દગદ્ સ્વરે પુત્રને કહ્યું, " મારૂં જે થવાનું હતું તે તો થઈ ચુકયું છે, મારી એક વિનંતી કબુલ કર, પિતા મા-તાની અનુમતિ શિવાય હવે કોઈના પણ છોકરાને સંઘમાં દાખલ કરીશ ના. " બુદ્ધે પિતૃઆજ્ઞા પાળવા માટે સ્વીકાર કર્યો ત્યારથી નિયમ કરવામાં આવ્યો. પિતા માતાની રાજી ખુશી શિવાય કોઈ માણસ ભિક્ષુ શ્રેણીમાં સામિલ થઈ શકશે નહિ. જ્યાં સુધી બુદ્ધ ક-પિલવસ્તુમાં હતો ત્યાં સુધી દરરોજ પિતાની સાથે સર્વદા ધર્મલાપમાં સમય ગાળતો હતો. ઘણા દિવસ

સુધી એ જગામાં સુસાફરી કરીને શાક્યવંશીયોના મનમાં નવા ધર્મનું સત્ય ઠશાવીને તે રાજગૃહ તરફ જવા નિકળ્યો.

કપિલવસ્તુમાંથી રાજગૃહ તરફ જતાં રસ્તામાં અનોમા નદી તીરવર્ત્તી અનુપ્રિયનામના ચ્યુતવનમાં કેટલા દિવસ રહ્યો. ઘરમાંથી નિકળીને એજ જગાએ પહેલાં સન્યાસી વેશ ધારણ કર્યો હતો અને એજ જગાપરથી છંદકને ઘેર જવાની રજા આપી હતી; આ વખતે એ સર્વ વાત અને તે સમયની અવસ્થા યાદ આવ્યાથી તે સ્થાન એને સ્વાભાવિક રીતે દશગણું સુન્દર જણાયું. ત્યાં રહ્યા પછી આ પ્રસંગે ઘણા લોકો તેના શિષ્ય થયા. તેમાં આનંદ, દેવદત્ત અને અનિરૂદ્ધ બૌદ્ધમંડળમાં પ્રસિદ્ધ છે. શુક્લોદન, અમૃતોદન, ધૌતોદન અને ધનિતોદન નામના શુદ્ધોદનના ચાર ભાઈ હતા. આનંદ અને દેવદત્ત શુક્લોદનના અને અનિરૂદ્ધ અમૃતોદનનો પુત્ર હતો. બુદ્ધ આ વેળાએ પોતાના સસરાના વંશના કેટલાક માણસોને દીક્ષિત કરીને સશિષ્ય રાજગૃહના વેણુ વનમાં ગયો.

વેણુવનમાં વર્ષાઋતુ ગાળી. એ સ્થાનમાં એક

દિવસે શ્રાવસ્તિ વાસી સુદત્ત નામનો એક ધનવાન્ વણિક પુત્ર બુદ્ધની પાસે ધર્મનું નૂતન તત્વ સમજવાને દરરોજ તેની પાસે આવવા લાગ્યો; નવા ધર્મની પવિત્રતા, શાંતિ, આનંદ, પ્રેમ અને કરૂણાની વ્યાખ્યા સાંભળી તેનો પ્રાણ વિમુગ્ધ થયો. બુદ્ધના જીવનની મોહક શક્તિથી તેણે મંત્ર બદ્ધ થઇને ધર્મ ગ્રહણ કરીને અપાર સુખ સાગરમાં આવગાહન કર્યું. સુદત્ત નિરાશ્રયનો પરમ સહાય હતો એ વાસ્તે અનાથપિંડદ નામથી તે સર્વત્ર વિખ્યાત થયો. અનાથપિંડદ બુદ્ધને વરસાદની આખરે શ્રાવસ્તિ નગરમાં જવાનું નિમન્ત્રણ કરીને પોતે આગળ ગયો.

શ્રાવસ્તિ નગર† સમૃદ્ધિશાળી કૌશલ રાજ્યની રાજધાની હતી. પ્રસન્નજિત નામનો નરપતિ રાજ કરતો હતો. ઐરાવતી નદી આ નગરના નિચલા

---

† શ્રાવસ્તિ નગર બનારસથી ૫૫ કોશ ઉત્તર પશ્ચિમમાં સાહેત્ માહેત્ નામનું ભગ્નાવશેષ પૂર્ણ સ્થાનમાં અવસ્થિત હતું. ઘર્ઘરા નદીની ઉત્તર તરફ અયોધ્યા પ્રદેશનું નામ કૌશલ છે. જનરલ કનિંહામના ભારતવર્ષના પ્રાચીન ભૂગોળનું ૪૦૭ પાનું જુઓ.

દેશમાંથી વહેતી હતી. અનાથપિંડદે આ રમણીય સ્થાનના જેતવન નામના મનોહર બગીગામાં ઘણો પૈસો ખર્ચ કરીને એક વિહાર બનાવ્યું. નિર્વાણ પ્રાપ્તિ પછી ત્રણ વર્ષે બુદ્ધે ઘણા શિષ્યની સાથે રાજગૃહ છોડયું. માર્ગમાં વૈશાલિ નગરમાં થોડો કાલ વિશ્રામ કરીને શ્રાવસ્તિ તરફ ચાલ્યો. એક દિવસે સંધ્યાકાળે કેટલાક શિષ્યોએ અગાડી જઇને પોતાના મુકામ કરી લીધા, અને ગુરૂજનને માટે બિલકૂલ જગા રાખી નહિ ને તેમણે અહિંથી તહિં પરિભ્રમણ કરીને ઝાડની નીચે બેસીને આખી રાત ગાળી. પ્રભાતમાં ઉઠીને બુદ્ધે જોયું તો પોતે અને બીજા ગુરૂજન બહાર રહેલા હતા. અંતે તેનું કારણ જાણીને વિચાર કર્યો કે મારી હયાતીમાંજ જો સન્યાસીઓ પરસ્પરના ઉપર શ્રદ્ધા-હીન થાય તો મારા મૃત્યુ પછી શું થશે. તેણે સર્વેને બોલાવીને દોષીઓને યોગ્ય તિરસ્કાર કર્યો. તેઓને પૂ-છયું, "કહો કોણ સર્વ કરતાં વધારે સન્માનને પાત્ર છે?" કોઇએ કહ્યું, "રાજ્ય ત્યાગ કરીને જે સન્યાસી થયા છે તે," કોઈએ કહ્યું કે, " જે સન્યાસ ધર્મના નિયમ જાણે છે તે, કોઇએ કહ્યું "જે નિર્વાણનો માર્ગે પહોચ્યા છે તે." બુદ્ધે કહ્યું, "મારા ધર્મમાં એઓમાંથી

કોઈ પણ સન્માનને પાત્ર નથી. મારા ધર્મમાં જેઓ ઉમ્મરે મોટા છે તેઓજ સર્વ કરતાં વધારે સન્માનને પાત્ર છે." બુદ્ધ શ્રાવસ્તિ નગરમાં જઇને મોટી ધામધુમથી વિહારોત્સર્ગની ક્રિયાનો આરંભ કર્યો. પિંડદે કેટલું ધન ખરચ્યુ હતું તેની ગણતરી કોઈ કરી શકયા નહિ. તેની ભક્તિ અને સૌજન્યથી સન્યાસીઓ પરમ આનંદિત થયા. આથી જેતવન બુદ્ધની અતિ પ્રિય વિહાર ભૂમિ થઈ. આ વિહારમાંજ તેણે ત્રિપટકના મૂળસૂત્રની સઘળી વ્યાખ્યા કરી. અને પોતાના પુત્ર રાહુલને વીસ વર્ષની ઉમ્મરે ભિક્ષુ પદમાં લીધો અને તે ઉપલક્ષ્યે રાહુલસૂત્ર વ્યાખ્યાત થયું. આ વિહારમાં તેણે ચાર વર્ષાઋતુ ગાળી હતી. વર્ષા ઋતુમાં ઘણા માણસો તેની પાસે ધર્મનું શિક્ષણ મેળવવાને માટે આવતા હતા; પુષ્કળ માણસો તેની પાસેથી -હૃદયની ગાઠો તોડીને જન્મને માટે મુક્ત થઈ જતા હતા. અનુકૂળ સ્થળ જાણીને તેણે ધર્મનો નિગૂઢ મર્મ અહિં શિષ્યોની પાસે પ્રકાશિત કર્યો હતો. કૌશલાધિપતિ પ્રસન્નજિતે આ ઉપદેશના ગુણથી બૌદ્ધ થઇને બૌદ્ધ ધર્મની ઉન્નતિ અને પ્રચારને માટે વિવિધ પ્રકારના ઉપાયનું અવલંબન કર્યું હતું. !

જેતવન વિહારકાલે અનાથપિંડદ હૃષ્ટચિત્તથી સેં-
કડો ભિક્ષુનો વ્યયભાર વહન કરતો હતો. બૌદ્ધ ધર્મ-
ની ઉન્નતિને માટે તેણે પોતાનું સર્વ ધન ખરચ્યું હ-
તું. પોતાને સારૂં કંઈ પણ રાખ્યું નહોતું. તે રહવારે,
બપોરે અને સાંજે મઠમાં જઇને ધર્મ સાધનમાં
સામિલ થતો હતો. વેપારમાં તે હવે આગળના જે-
ટલું ધ્યાન આપતો નહોતો. જ્યારે તે મઠમાં જતો
તો ત્યારે સન્યાસીઓને ઘણી વસ્તુ ભેટ આપતો હતો.
દર રોજ પાંચશો સન્યાસીને માટે ખાવાનું તૈયાર
થતું હતું. તે સન્યાસીઓના પિતા માતા જેવો હતો.
એ વાસ્તે બુદ્ધ પોતે તેના મકાનમાં જતાં અચકાતો
નહોતો. બીજા એટલા સન્યાસી તેને ઘેર જતા હતા
કે તેની ગણત્રી થઈ શકતી નહોતી. એકતરફ તેનો દા-
નનો પ્રવાહ અવિરલ ધારથી વહેવા લાગ્યો તેમ બીજી
તરફથી વેપારીઓએ તેની પાસેથી ઘણું ધન ઉધાર
લઈને તે પાછું આપ્યું નહિ. જમીનમાં તેનું ઘણું
ધન દાટેલું હતું, નદીમાં પૂર આવ્યાની જમીનમાંનું
ધન ઘસડાઈ ગયું. ધનને આવવાનો કંઈ ઉપાય
રહ્યો નહિ. તેથી અનાથપિંડદ ધીરે ધીરે અનાથ
થઈ ગયો. સગાં વહાલાંએ આવીને તેને ઉદાર થવાની

ના કહી. પરંતુ તેણે એકજ શબ્દથી સઘળાનાં મ્હોં બંધ કર્યાં- તે કહેતો હતો કે " જે ધર્મને સત્ય જાણ્યો છે, જે ધર્મનું અવલંબન કર્યાથી ચિત્તને સ્વસ્થતા મળે છે, તે ધર્મની ઉન્નતિને માટે જો સર્વસ્વ દાન કરીને રસ્તામાં ખાવાને માટે ભિક્ષા માગવી પડે, તે ધર્મની ઉન્નતિને માટે જો આ અસાર શરીર વિસર્જન કરવું પડે તો તેમાં કંઈ નુકશાન નથી. આ તુચ્છ ધન, આ અનિત્ય શરીરનો ઉત્સર્ગ કર્યાથી જો અનંત અક્ષય ધર્મરાજ્ય પૃથ્વીમાં પ્રતિષ્ઠિત થાય તો તેમાં શા માટે પાછો પડું? આ ધર્મમાં મારો પ્રાણ મત્ત થયો છે, માટે મને હવે તેમાંથી છોડાવવાની વગર કામની મહેનત કરશો ના." અનાથપિંડદ આવી રીતે ઉજ્વલ વિશ્વાસ અને અટલ દૃઢતાની સાથે ધર્મને માટે સર્વ ખરચીને ભારે ગરીબાઈમાં આવી પડ્યો. પરંતુ સાધુકાર્ય કર્યાથી કોઈને કદી નુકશાન થતું નથી; સાધુતાના ગુણથી ફરી તેના ગૃહમાં અપરિસીમ ધન સંચિત થવા લાગ્યું.

બુદ્ધે શ્રાવસ્તિથી રાજગૃહનગરમાં જઈને વર્ષાકાલ ગાળ્યો. આ સમયે ઉગ્રસેન નામનો એક હાથચાલાકી કરનાર જાદુગરને સંઘમાં લઈને તેને એવો

ઉપદેશ આપ્યો કે, "તું નવજીવનનો લાભ કરીને જીવનને પેલે પારે જાય છે, જે તારી અગ્રે છે, જે તારી પછવાડે છે, જે તારામાં છે તે સર્વનો ત્યાગ કર. જો મન સર્વ બંધનથી મુક્ત થાય, તો મૃત્યુના હાથથી છુટશે અને તારી અધોગતિ થશે નહિ†."

બુદ્ધ વર્ષાવસાને ગંગા પાર થઈને સશિષ્ય વૈશાલીના મહા વનના બગીચામાં રહેતો હતો, એટલામાં સાંભળ્યું કે રોહિણીનદીના પાણીના કબજા માટે શાક્ય અને કલિરાજ્ય વચ્ચે મોટો ઝગડો થયો છે. બુદ્ધ વૈશાલીથી તેઓની પાસે ગયો. ત્યાં જઈને તેણે બન્ને તરફના માણસોને પૂછ્યું, "આ પૃથ્વી શું બહુ મૂલ્યવાન પદાર્થ છે?" તેઓએ કહ્યું, "એનું વળી મૂલ્ય શું?" બુદ્ધે પુછ્યું, "આ પાણી શું બહુ મૂલ્યવાન પદાર્થ છે?" તેના ઉત્તરમાં તેઓએ કહ્યું, "કદી નહિ." "તમારૂં જીવન શું બહુ મૂલ્યવાન પદાર્થ છે?" "જીવન અમૂલ્ય ધન—જીવન હશે તો સર્વ મળશે." ત્યારે બુદ્ધે કહ્યું, "જે તમે અમૂલ્ય ગણો છો તો અમૂલ્ય ધનનો શા માટે મૂલ્ય વગરના પદાર્થને માટે

---

† ધર્મપદ ૧૪૮ શ્લોક જુઓ.

વિનાશ કરવાનો યત્ન કરો છો? થોભો, સામાન્ય અ-સ્થાયી વિષયને માટે શા માટે બંધુઓના રક્તપાતથી પૃથ્વી કલંકિત કરો છો, તમે તમારી પોતાની દુર્ગ-તિનો માર્ગ ખુલ્લો કરો છો." બુદ્ધના સયુક્તિ પૂર્ણ વાક્યથી ઝગડો બંધ થઈ ગયો. તે યુદ્ધ પ્રયાસી પિતૃ-કુળ અને શ્વશુરકુળમાં શાંતિ સ્થાપન કરીને ફરી વૈ-શાલીમાં આવ્યો અને ત્યાં વર્ષાઋતુ સુધી રહેવાની તૈયારી કરી.

જ્યારે વર્ષાઋતુ અડધી ગઈ ત્યારે ખબર મળી કે શુદ્ધોદન મરણ શય્યાપર સૂતો છે. બુદ્ધ પિતાનું દર્શન કરવા ગયો. ત્યાં જઇને જુએ છે તો પિતાનો મરવાનો કાલ ઘણોજ પાસે આવ્યો હતો; નશ્વરદેહ પડવાનો હવે વિલંબ નહોતો. બુદ્ધ અને તેના શિષ્યો રાજાને વીંટલાઇને તેના અવસન્ન દેહમાં શક્તિ સં-ચાલન કરવા લાગ્યા—થોડી વારમાં રાજાના મુમૂર્ષુ દેહમાં બળ આવ્યું. મૃત્યુ સમયે પુત્રનું મુખ જોઇને શુદ્ધોદનનું મ્લાન મુખ ઉજ્વલ થયું. રાજાની ઉમ્મર તે વેળાએ ૯૭ વર્ષની થઈ હતી એટલે જરા જીર્ણ તો થઈ ગયોજ હતો તેમાં વળી શોક તાપથી દુ:ખી હતો. રાત્રિએ ફરીથી તેની શુદ્ધિ લુપ્ત થઈ. બીજે દિ-

વસે સૂર્યોદય અસ્ત થતાંજ તે આ લોક છોડીને જતો રહ્યો. તેથી રાજપુરી શોક સાગરમાં ડૂબી. બુદ્ધદેવે યથા વિધિ પિતૃદેહ સ્મશાનમાં બાળ્યુ. ત્યાર પછી સગાં વહાલાંઓને પ્રબોધ વચનથી સાંત્વના આપીને પોતે મહા વનના કુટાગાર વિહારમાં ગયો. શુદ્ધોદનના મૃત્યુથી શાક્ય રાજકુળ નિર્મૂળપ્રાય થયું. રાજકુમારો એક પછી એક બધા સન્યાસી થયા હતા. વૃદ્ધરાજાના મૃત્યુ પછી રાજકુટુંબમાં કેવળ કેટલીક સ્વામી પરિત્યક્તા રમણીઓ અને બાળક હતાં, એઓના આર્ત્તનાદ, અને હાહાકારના ધ્વનિથી રાજપુરી નિરંતર શબ્દાયમાન થવા લાગી. રાજ્ય સિંહાસન શૂન્ય થઈ પડયું, રાજમહેલમાં હવે કોઈ રહેતું નહોતું. જે ઘરમાં સ્વામી સુખથી સુખી હતી, જે ઘરમાં જીવનના સુખના દિવસ ગાળ્યા હતા, જે ઘરમાં પાછલાં સુખની અનંત સ્મૃતિ રહેલી હતી—એ ઘરમાં તે સ્ત્રીઓથી પ્રવેશ કરાતો નહોતો. હાથીખાનામાં હાથીઓ, અશ્વાલયમાં ઘોડા હતા પણ તેનો ઉપયોગ કરનાર કોઈ રહ્યું નહિ. રાજભવનની અપાર વિલાસની સામગ્રીનો ઉપભોગ કરનાર હવે કોઈ નહોતું. "જે જીવનની આશા અને સુખ હતું તે ચાલ્યા ગયા લો

અમે શા માટે હવે આ શૂન્ય સ્મશાનવત્ સ્થાનમાં રહીએ." આવું બોલીને રમણીઓએ વેશ ભૂષાનો ત્યાગ કરી યોગિની વેશમાં બુદ્ધની પાસે જઈને સંન્યાસીની થવાની અનુમતિ માગી. સ્ત્રીઓને સંઘમાં દાખલ કરવી કે નહિ તેના વિચારમાં બુદ્ધ બેઠો પણ કંઈ નિશ્ચય કરી શક્યો નહિ. તે વેળાએ સામાજિક કે ધર્મ વિષયમાં સ્ત્રીઓને કંઈ પણ અધિકાર નહોતો સ્ત્રીઓ ઘરમાં ભોજન કરતી, ઘરમાં નોકરનું કામ કરતી હતી અને પુરૂષની રમવાની પુતળી હતી. સંસારનાં કાર્ય તેઓના જીવનનો આદિ, મધ્ય અને અંત હતો. સ્ત્રીઓની સ્થિતિ આવી છે, તો તેમને સંઘમાં પ્રવેશ કરવા દેવાની અનુમતિ આપીને ધર્મ વિષયની સ્વતંત્રતા આપું કે નહિ. એ પ્રશ્નમાં દોલાયમાન થયો; અંતે આનંદ નામના શિષ્યની સલાહથી હમેશનો કુસંસ્કાર છિન્ન કર્યો. દેશની હમેશની ચાલતી રૂઢિ તોડીને ધર્મનો દરવાજો સ્ત્રીઓને માટે ખુલ્લો કર્યો. સ્ત્રીઓ ત્યારથી સ્વતંત્ર રીતે ધર્મનું શિક્ષણ લેવા લાગ્યા. બુદ્ધે આ ઉત્તમ ભિક્ષુકોઓનું એક દળ તૈયાર કર્યું અને ગોપાને તેનું ઉપરીપણું સોંપ્યું. બુદ્ધદેવે જગત્‌ની આગળ પ્રસિદ્ધ કર્યું કે સ્ત્રી તથા પુરૂષને

એક સરખો અધિકાર છે. પરંતુ કેવો ખેદનો વિષય છે કે આટલો કાળ ગયો પણ પૃથ્વી હજી પણ આ સત્ય સમજવાને સમર્થ થઈ નહિ, હજુ સુધી સ્ત્રીઓ બંદીવાન છે, હજી પણ રમણીઓ પુરૂષની રમવાની સામગ્રી છે! બુદ્ધદેવ ધન્ય તમને છે, ઘોરતમ આચ્છન્ન સમયમાં પણ તમે કરૂણામય ચિત્તવાળા થઈને નારીના દુઃખથી પીગળ્યા. અમે આ જ્યોતિષ્માન સમયમાં પણ સ્ત્રીઓને હજારો પાશમાં બદ્ધ કરી રાખીએ છિયે. જેવી રીતે ભિક્ષુઓને માટે કેટલાક નિયમ હતા, તેમ સન્યાસિનીના દલને માટે પણ કેટલાક વિશેષ નિયમ કરીને બુદ્ધ એકલો કૈશાંબના† મકુલ પહાડ ઉપર ચાલ્યો ગયો. ઘણા દિવસથી સજન વાસના પછી તેનો પ્રાણ નિર્જ્જન સ્થાનને માટે વ્યાકુલ થયો. એકલો ધ્યાનમાં મગ્ન થવા માટે તેણે જનકોલાહલથી અતીત વિજન ગિરિગુહામાં પ્રવેશ કર્યો, અને આત્માનું બળ એકત્ર કરીને ફરી મહાતેજથી ધર્મપ્રચાર કરવા માટે બહાર પડયો મકુલ પર્વતપર

---

† આ પર્વતનું હાલનું નામ કોશમ છે. એ અલાહાબાદની પશ્ચિમ દક્ષિણમાં યમુનાની પાસે છે.

એકલો વર્ષાકાળ રહીને વર્ષાન્તે રાજગૃહમાં આવ્યો. અહિં આવ્યાથી રાજા બિંબસારની પટ્ટરાણી ક્ષેમાએ પૃથ્વીના સુખની આશાનો ત્યાગ કરીને સન્યાસિની દલમાં પ્રવેશ કર્યો તેથી રાજ્યમાં મોટી ગડબડ મચી રહી. બુદ્ધનું કેવું ચમત્કારિક આકર્ષણ કે કુળવધુ પણ તેના ખેંચાણથી ઘર છોડીને સન્યાસિની થઈ. ત્યાર પછી બુદ્ધ તીર્થંકર નામના હિંદુ દાર્શનિકોની સાથે ધર્મ સંબંધી વિચારમાં પ્રવૃત થયો. દાર્શનિકોના નેતા પૂર્ણ નામનો એક બ્રાહ્મણ હતો તે એ વાદ વિદાદમાં પરાજય પામ્યાથી તે પોતાને અપમાનિત રામજીને પાણીમાં ડુબી મુઓ.

ત્યાર પછી આનંદ નામના શિષ્યનું મન ચંચળ થયું. તે પોતાની બાયડીનો અસહાય અવસ્થામાં ત્યાગ કરીને સન્યાસી થયો હતો, આ વાતનું સ્મરણ થયાથી તેના મનને ઘણો ખેદ થયો. પછી થોડા દિવસમાં તેણે નક્કી કર્યું કે સન્યાસી દલ ત્યાગ કરીને ફરી સસ્ત્રીક ગૃહધર્મ પ્રતિપાલન કરવો. બુદ્ધ પૂર્વ જન્મપર વિશ્વાસ રાખતો હતો અને ઘણીક વખતે પૂર્વ જન્મમાં કોણે શું શું કર્યું છે તેનું અવલંબન કરીને ઉપદેશ આપતો હતો. આનંદની દુર્બલતાની વાત સાંભ-

ળીને બુદ્ધે તેને કહ્યું,"એક કલ્પક નામના એક વેપારી ગધેડાની પીઠ ઉપર વેપારની વસ્તુ લઈને વેપાર કરવા જતો હતો. વેપારી ગધેડા સાથે ઘણો સારો વ્યવહાર કરતો હતો અને તેને સારૂં ખાવાનું આપતો; એક દહાડો રસ્તામાં ચાલતાં ચાલતાં એક ઉત્તમ ગધેડી જોઈને પેલો ગધેડો મુગ્ધ થઈ ગયો. વેપારીએ તેને ત્યાંથી ખશેડી લઈ જવાની કોશિસ કરી અને ઘણો માર માર્યો તો પણ ગધેડાએ એક પગ પણ ઉપાડ્યો નહિ. અંતે પ્રેમથી આંધળા થયલા ગધેડાની વાત વેપારીએ સાંભળીને કહ્યું, "હું વચન આપું છું કે આપણા મુકામ ઉપર જઈ પહોચાડ એટલે હું ત્યાં આના કરતા ઉત્તમ ગધેડી તને આણી આપીશ." પોતાને મુકામે જઈ પહોચાચ્યા એટલે વેપારીએ કહ્યું, "હવે મારૂં વચન પાળીશ—તારી મરજી હોય તેટલી ઉત્તમ ગધેડીયો હું તને આપીશ, પરંતુ એટલુંજ કહું છું કે તેઓને બચ્ચાં થશે તો તેનું ભરણ પોષણ તારે કરવુ પડશે. હું જેટલો ખોરાક આપું છું તેના કરતાં વધારે નહિ આપુ અને હાલ તું જેટલું કામ કરે છે તેટલુંજ કામ કરવું પડશે." ગધેડો વિચાર કરવા લાગ્યો કે હમણાં સુખથી જીવન ગાળું છું,

ગધેડીને થઈને રહ્યાથી સઘળું સુખ જતું રહેશે. આ વિચારથી તેનો પ્રેમ વ્યાધિ મટી ગયો. આનંદે આ વાત સાંભળીને પોતાનો આગલો સંકલ્પ છોડી દીધો. ત્યાર પછી થોડેક દિવસે આનંદની પત્ની આવીને સન્યાસીની થઈ.

ફરીથી વર્ષાઋતુ આવી. આ વેળાની વર્ષાઋતુ ગાળવા માટે બુદ્ધ જેતવનમાં ગયો. આ વેળાએ બુદ્ધના શત્રુ તીર્થંકરો તેને અપમાન પહોચાડવાને માટે તદબીર કરવા લાગ્યા.—જાહેરમાં વાદવિવાદ કરીને પરાજય પમાડવો એ અસંભવિત જણાયું—બ્રાહ્મણ ધર્મ બુદ્ધના પ્રબળ પ્રતાપથી દિવસે દિવસ પાયા વગરનો થઈને સમૂળ પડી જવાની તૈયારીમાં છે એ જોઈને તીર્થંકરોએ બુદ્ધને કોઈ પણ રીતે તેના નિર્મળ ચરિત્રને કલંક લગાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તેઓએ ચિંતા નામની એક સ્ત્રીને વશીભૂત કરી એક દિવસે સાયંકાલે જ્યારે બુદ્ધના ઉપાસકો ધર્મની વાત સાંભળીને વિહારથી નગર તરફ જતા હતા ત્યારે ચિંતા વેશભૂષા સજીને વિહાર તરફ જતી હતી, આવનારા માણસોએ પૂછ્યું આ વેળાએ

ક્યાં જાઓ છો? તેણે કહ્યું તમને જણાવવાની મારે જરૂર નથી. સ્હવારે જ્યારે સઘળા નગરમાંથી વિહાર તરફ જતા હતા ત્યારે ચિંતા વિખરાયલા પોશાકે પાછી નગરભણી જતી હતી. આવા કૌશલથી લોકોના મનમાં બુદ્ધના ચરિત્રના સંબંધમાં સંદેહ ઉપજ્યો. અંતે એક દિવસે સર્વે મનુષ્યોની સામે આવીને ચિંતા બોલી બુદ્ધથી મને ગર્ભ રહ્યો છે. ચિંતાએ એક ન્હાનો જોડો બાંધીને પેટ વધારેલું હતું તે એકદમ છુટી ગયો અને બ્રાહ્મણની દગલબાજી પ્રકાશિત થઈ પડી. ત્યારપછી બીજી એક સ્ત્રી બ્રાહ્મણના પૈસાથી વશીભૂત થઈને સઘળી જગાપર કહેતી ફરતી કે બુદ્ધનું ચરિત્ર સારૂં નથી. જ્યારે સર્વત્ર આવો અપવાદ ફેલાયો, ત્યારે એક દિવસે જણાયું કે એ બાયડીએ તેનાજ ઘર કોઈએ મારી નાંખી છે. બ્રાહ્મણો કહેવા લાગ્યા કે, બુદ્ધે પોતાનું કલંક છુપાવવા માટે એની હત્યા કરી છે. પરંતુ આ પણ દગલબાજી કરનારાઓ એક દિવસે દારૂ પીને મત્ત થયા હતા અને તેઓએ ગર્વની સાથે કહ્યું કે "હમારા હાથથી કોઇને પણ છુટવાનો માર્ગ નથી. બુદ્ધનું પવિત્ર ચરિત્ર પણ અમે લોકોની પાસે કલુષિત

તરીકે સિદ્ધ કરવાને સમર્થ થયા છિયે."* સાધારણ લોકોના મનમાં જે મોટો સંદેહ ઉપજ્યો હતો તે જલદીથી જતો રહ્યો, બુદ્ધ અક્ષત ગૌરવથી ફરી ધર્મ પ્રચાર કરવા લાગ્યો. કેવું આશ્ચર્ય ! દુષ્ટજનો સત્યના સંગ્રામમાં પરાજય પામ્યાથી છુપી રીતે વિરૂદ્ધ પક્ષનાં માણસોનાં ચરિત્ર ઉપર ખોટાં કલંક મૂકીને લોકોમાં જય મેળવવાની આશા રાખે છે; પરંતુ અસત્યનો ક્યાં જય થયો છે?

બીજા વર્ષનો વર્ષાકાલ ગાળવા માટે બુદ્ધ કપિલવસ્તુની પાસે સંસુમાર પહાડ ઉપર ગયો આ જગાએ રહેવાની વેળાએ નકુલ અને મદ્દગાલિ નામના બે શિષ્યનાં માબાપને દીક્ષિત કરીને શરદ્‌ના પ્રારંભમાં કૌશાંબી પહાડ ઉપર ગયો. બુદ્ધના નવજીવનલાભના પછી નવમે વર્ષે સંઘમાં વિવાદાનલ સળગ્યો. બુદ્ધના મદ્દગાલિ નામના શિષ્યની ઘણીજ ખરાબ પ્રકૃતિ હતી. કુટિલ માણસ સર્વત્ર પોતાની છબી જુએ છે, મદ્દગાલિ બુદ્ધની સરળતાપર વિશ્વાસ રાખી

---

* એલા વેસ્ટર પ્રણીત "હુઈલ આફ દીલ" ૨૩૨ પાનું.

શકતો નહોતો. તેણે બીજા શિષ્યોને આડુ અવળુ સમજાવીને ઘોરતર વિવાદનો આરંભ કર્યો. બુદ્ધે સંઘમાં શાંતિ અને પ્રેમ સ્થાપવાનો ઘણો યત્ન કર્યો. પરંતુ કોઈ પણ રીતે તુટેલાં -હૃદય જોડાયાં નહિ. અંતે આનંદે મદ્દગાલિને દૂર જઈને રહેવાની ઘણી વિનંતિ કરી પરંતુ તે કોઈ રીતે ત્યાંથી ગયો નહિ. બુદ્ધ દુઃખિત મનથી ત્યાંથી એકલો પારિલેયક વનમાં ચાલ્યો ગયો. ગામના રહેવાસીઓએ તેને રહેવાને માટે ઝુંપડી તૈયાર કરી આપી અને આ જગાએ તેણે વર્ષા ઋતુ ગાળી. પેલી બાજુએ વિદ્રોહી શિષ્યોએ પોતાનો અપરાધ જાણ્યાથી પશ્ચાત્તાપ કરવા લાગ્યા. તેઓ અતિ દીનભાવથી ગલદશ્રુ નયનથી કૃતાંજલિ થઈને અપરાધીની ક્ષમા માગવાને માટે બુદ્ધની પાસે આવીને ઉભા. ઘણા દિવસ પછી શિષ્યોનાં મુખ જોયાથી બુદ્ધનું મન પીગળી ગયું,.તેણે તેઓને આલિંગન કરીને કહ્યું, "જુઓ જેઓ વિષયની નિરર્થકતા જાણતા નથી તે આ વિવાદ કરે છે; પરંતુ તમને આવું આચરણ કરવું શોભતું નથી. જે માણસે જ્ઞાની, પ્રશાંત, અને દૂરદર્શી સહચર મેળવ્યો છે તે જ્ઞાતવાન્ થઇને સુખથી દિવસ ગાળે છે. પરંતુ અજ્ઞાની

સાથે રહેવાના કરતાં વાસનાને સંયત કરીને નિર્મળ ચિત્તથી એકલા ફરવું એ શ્રેયસ્કર છે." શિષ્યો સમજ્યા કે બુદ્ધે હવે એકલોજ વનમાં જીવન ગાળવાનો સંકલ્પ કર્યો છે તેથી તેઓ રોવા લાગ્યા. બુદ્ધ આખરે તેઓના સ્નેહનો અતિક્રમ કરી નહિ શક્યાથી સશિષ્ય શ્રાવસ્તિ નગરમાં ગયો અને ત્યાંથી પાછા તેઓ મગધ દેશમાં જઈ ચઢયા.

રાજગૃહથી થોડે દૂર એક નાલાનામના ગામમાં ભરદ્વાજ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. ભરદ્વાજને પોતાની જમીન હતી અને તેના ખેતરમાંથી દર વર્ષે ઘણો પાક ઉત્પન્ન થતો હતો. એક દિવસ જમીન ખેડવા માટે ભરદ્વાજ પોતાના પાંચસો હળ તૈયાર કરાવીને ખેતરમાં જતો હતો, એટલામ બુદ્ધ ભિક્ષા પાત્ર લઇને તેના બારણામાં આવી ચઢયો. ઘણાક ગૃહવાસીઓ આવીને તેને નમવા લાગ્યા, પરંતુ બ્રાહ્મણ પોતાના બારણામાં ભિક્ષુક જોઈને ક્રોધથી રાતો પીળો થઈ ગયો. તે ગુસ્સામાં ને ગુસ્સામાં બહાર નીકળીને બોલ્યો, " શ્રમણ ! હું જમીન ખેડીને બીજ વાવું છું, તેનાથી અનાજ થાય છે અને તે અનાજ ખાઇને પ્રાણ ધારણ કરૂં છું. મહેનત શિવાય આ

દુનિયામાં ખાવાનું મળતું નથી. શા માટે તું બીજા માણસને ભારે પડે છે, જમીન ખેડીને બીજ વાવ્ય, તેમ કરીશ તો ખાવાની વસ્તુની ખોટ રહેશે નહિ." બુદ્ધે કહ્યું, "હે બ્રાહ્મણ ! હું પણ જમીન ખેડીને બીજ વાવું છું અને તેનાથી ઉત્પન્ન થયેલી વસ્તુ ખાઉં છું." આ વાત સાંભળીને બ્રાહ્મણે કહ્યું, "તું કહે છે કે હું ખેતીવાડીનું કામ કરૂં છું, પરંતુ હું તો તેનાં કંઈ ચિહ્ન જોતો નથી. ક્યાં તારા બળદ છે, ક્યાં તારાં બીજ અને હળ છે." ત્યારે બુદ્ધે કહ્યું, "વિશ્વાસ મારાં બીજ છે, માનવનું હ્રદય મારૂં ક્ષેત્ર છે. સત્કાર્ય રૂપ વૃષ્ટિજળ તે ખેતરને રસાળ કરે છે. જ્ઞાન મારો હળ અને વિનય તેની કોશ છે અને મારૂં મન તેને ચલાવવાની રાસ છે. ધર્મ રૂપ હળને મુઠીમાં પકડું છું, ઉત્સાહ અને ઉદ્યમ મારો બળદ ચલાવવાનો પરોણો છે અને કર્મિષ્ઠતા મારા બળદ છે. આવી રીતે મારી ખેતીવાડીનું કામ થાય છે અને મોહરૂપ જંગલી તૃણ અને કાંટા નાશ પામે છે. આ ખેતીના કામથી નિર્વાણરૂપ અમૃતફળ ઉત્પન્ન થાય છે અને સર્વ દુઃખનું અવસાન થાય છે." આ અપૂર્વ ભાવની વાત સાંભળીને ભરદ્વાજ મગ્ધ થઈ ગયો અને સુસ્વા-

દુ ખીર લાવીને બુદ્ધને આપવા લાગ્યો. " ઉપદેશના ઈનામ દાખલ હું કંઈ લેતા નથી." આમ કહીને તેણે તે લેવાની ના કહી. બુદ્ધના અલૌકિક ભાવથી ભરદ્વાજનું મન ફર્યું અને બુદ્ધની પાસેથી સન્યાસ લઈને તે ઘરમાંથી નિકળ્યો.

વર્ષાઋતુ ગઈ. શરદ્‌ના ભુરા વ્યોમમાં ફરી નિર્મળ ચંદ્રમાએ દેખાવ દીધો. બુદ્ધ રાજગૃહ નગરમાંથી કોશલ રાજ્યના અન્તર્ગત સાતિયવિય નગરમાં ગયો. બુદ્ધની ઉમ્મર હવે વધારે થઈ, તથાપિ ઉત્સાહ અને ઉદ્યમમાં કંઈ પણ ઓછાપણું થયું નહિ. સાતિયવિય નગરમાંથી બેરંજ નામની જગાએ ગયો, અહિં તેણે વરસાદના ચાર મહીના ગાળ્યા ત્યાર પછી તે લાંબી મુસાફરીએ નિકળ્યો અને દક્ષિણમાં મન્તલદેશ પર્યન્ત ધર્મનો પ્રચાર કરતો કરતો ગયો. તે પહેલા આટલે છેટે મુસાફરીએ નિકળ્યો નહોતો. ત્યાંથી બનારસ અને વૈશાલી થઈને શ્રાવસ્તિમાં આવ્યો. આ વખતે બુદ્ધે પુત્રની પાસે મહારાહુલના સૂત્રની વ્યાખ્યા કરી. ફરી વર્ષાઋતુની વેળાએ તે ચાલિય ગામમાં ગયો અને વરસાદની આખરે શ્રાવસ્તિમાં પાછો આવ્યો. વર્ષાઋતુમાં બુદ્ધ ધર્મ પ્રચાર સારૂ નહિ. નિકળતાં એક

જગાએ ચાર મહીના ગાળતો હતો અને ધર્મના ગંભીર મર્મની વ્યાખ્યા કરતો. એ વાસ્તે વર્ષાઋતુ ગાળવાને માટે જૂદા જૂદા દેશમાંથી તેડાં આવતાં હતાં. બીજે વર્ષે બુદ્ધદેવ વર્ષાઋતુમાં જેતવનમાં રહ્યો અને રાહુલની ઉમ્મર વીસ વર્ષ પૂરી થયાથી તેને ભિક્ષુપદમાં અભિષિક્ત કર્યો. અભિષેકની વેળાએ બુદ્ધે રાહુલને પૂછ્યું "સર્વદા સાધુ લોકોનો સહવાસ કરીને શું તને સાધુઓના ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય છે. જે મનુષ્યોની આગળ જ્ઞાન દીપનો પ્રકાશ કરે છે તેને શું તું સન્માન આપે છે ?" રાહુલે કહ્યું. "સાધુ સહવાસમાં રહીને કદી પણ તેઓના ઉપર તિરસ્કાર ઉત્પન્ન થતો નથી. માનવની આગળ જ્ઞાનાલોક ધરનાર પુરૂપ સર્વદા મારો પૂજિત છે." ત્યારે બુદ્ધે કહ્યું, "વિશ્વાસ બળથી તું ગૃહ ત્યાગ કરીને આવ્યો છે, હવે પંચેન્દ્રિયના વિષય—જે જોવામાં સુંદર છે અને મનને પ્રીતિદાયક છે તેનો ત્યાગ કરીને દુઃખનો છેડો લાવ. સાધુ બંધુઓની સાથે સર્વદા રહેજે, જૂદા બિછાનામાં સૂજે અને જૂદા આસનપર બેશજે, અશાંતિ તને ઉત્તમ ન કરે એવી તજવીજ કરજે, ખાવા પીવામાં સર્વદા મિતાહારી રહેજે. પીળાં વસ્ત્ર, ખાવાનું, રોગી-

નો ખોરાક, બિછાનું અને આસનને માટે વાસના મનમાં રાખીશ ના. ફરીથી સંસારમાં પ્રવેશ કરીશ ના. સાવચેતથી સન્યાસ નિયમનું પાલન અને પંચેન્દ્રિય વશીભૂત કરજે. સર્વદા શ્રમશીલ રહેજે, જીવનની અસારતા સમઝીને ઈન્દ્રિય સુખનાં સર્વ કારણને દૂર કરજે. મનને સ્થિર અને પ્રશાન્ત કરીને ચિંતાશીલ રહેજે."‡ ધન્ય એ પિતાને જેણે પોતે વૈરાગ્ય વેશથી સજ્જિત થઇને પુત્રને પણ પોતાને હાથે વૈરાગ્ય સજ્જાવ્યો.

ત્યાર પછી બુદ્ધે કપિલવસ્તુમાં જઇને વરસાદની ઋતુ વડવનમાં ગાળી. આ વખતે બુદ્ધના કાકા અમૃતોદનનો પુત્ર મહાનામ શુદ્ધોદનના શૂન્ય સિંહાસન પર બેસીને કોઈ રીતે રાજ્ય ચલાવતો હતો. શાક્ય વંશનો છેલ્લો કુલપ્રદીપ આ વેળાએ બુદ્ધની સાથે સામિલ થયો. શાક્ય વંશની છેલ્લી આશા અસ્તમાન થઈ. આ વેળાએ શાક્યવંશની રક્ષા કરનાર કોઈ પણ રહ્યું નહિ. બુદ્ધ ત્યાર પછી જેતવનના વિહારમાં જતો રહ્યો. બીજે વર્ષે અલાબી નામના સ્થાનમાં

‡ સૂત્ર નિપાતનું રાહુલ સૂત્ર જુઓ.

રહેવાની વેળાએ એક ખરાબ મનુષ્ય આવીને બોલ્યો, "કોણે મારો મુકામ ઘેરી લીધો છે, હમણાંને હમણાં મુકામ છોડીને જતા રહો." બુદ્ધ જવાની તૈયારી કરતો હતો તેટલામાં એ અસુરસમ માણસે તેને કહ્યું, "તમે સાધુ જેવા જણાઓ છો, કહો જોઇએ આ પૃથ્વીમાં મનુષ્યનું સર્વ કરતાં ઉત્કૃષ્ટ ધન શું છે? શું કયાંથી મનુષ્યને સુખ મળે? સર્વ સ્વાદુ વસ્તુમાં સર્વ કરતાં સુસ્વાદુ શું છે? કીયું મનુષ્ય જીવન સર્વ કરતાં શ્રેષ્ઠ છે? મારા આ પ્રશ્નનો જવાબ આપો, નહિ તો તમારો ટાંટીઓ પકડીને હમણા તમને ગંગામાં ફેંકી દઈશ." બુદ્ધે કહ્યું, "બંધુ! તું મારી શું નુકશાની કરીશ? તારા પ્રશ્નનો જવાબ આ છે. વિશ્વાસજ મનુષ્યનું સર્વથી શ્રેષ્ઠ ધન છે; ઉત્તમ રીતે ધર્મ પાલનથીજ સુખ ઉત્પન્ન થાય છે, સત્યજ સર્વ વસ્તુના કરતાં પ્રીતિકર છે. ખરા જ્ઞાની માણસનું જીવનજ સર્વ કરતાં શ્રેષ્ઠ જીવન છે." પેલા માણસે ફરી પૂછ્યું, "કેવી રીતે જન્મ ક્લેશનો અતિક્રમ કરૂં? કેવી રીતે જીવન સમુદ્ર પાર થાઉં? કેવી રીતે દુઃખથી અતીત થાઉં? કેવા ઉપાયથી પવિત્ર અને વિશુદ્ધ થાઉં?" બુદ્ધે કહ્યું, "વિશ્વાસબળથી જન્મક્લેશ નાશ

પામે છે, અધ્યવસાય ગુણથી જીવન સમુદ્ર ઉતરાય છે, યત્ન કર્યાથી દુ:ખ તિરોહિત થાય છે, પરમ જ્ઞાન મેળવ્યાથી પ્રાણુ પવિત્રતા મેળવે છે." આ સાંભળીને પેલા માણુસે પૂછ્યું, "કેવી રીતે જ્ઞાન, ધન, યશ અને બંધુ મળે ? શું કર્યાથી પરકાલમાં દુ:ખના હાથથી છુટાય ?" બુદ્ધે જવાબમાં કહ્યું "જે શ્રદ્ધા ભક્તિથી ધર્મપર વિશ્વાસ રાખે છે, અને ધર્મની વાત સાંભળે છે તે પરમ જ્ઞાન મેળવે છે. જે કર્તવ્ય કાર્ય સંપન્ન કરે છે, જે પરિશ્રમી અને અધ્યવસાયી છે તે ધન મેળવે છે. સત્યાનુસરણ કર્યાથી યશલાભ થાય છે. પ્રેમથી બંધુ મળે છે. જે ગૃહસ્થ સત્ય, આત્મસંયમ, દૃઢતા, ઉપકાર અને ક્ષમા મેળવે છે તે પર કાલે કંઈપણ દુ:ખ સહન કરતો નથી†." બુદ્ધનો આ ઉપદેશ ધ્યાનપૂર્વક સાંભળ્યાથી પેલા ખરાબ માણુસનું મન ફર્યું, અને તેનો ધર્મભાવ જાગ્રત થયો ત્યાર પછી તે ભિક્ષુનો વેશ ધારણુ કરીને ગામે ગામે બૌદ્ધ ધર્મ પ્રચાર કરવા લાગ્યો.

બુદ્ધ અલાવિમાંથી રાજગૃહમાં ગયો. આ ઠેકાણે

---

† સૂત્ર નિપાત ૪૭ મું પાનું જુઓ.

શ્રીમતી નામની એક વેશ્યાના મૃત્યુની વખતે એક સુંદર ઉપદેશ આપ્યો. પછી બુદ્ધે નાનાસ્થાનમાં ધર્મ પ્રચાર કરતાં કરતાં શ્રાવસ્તિ નગરની પાસે ચાલિય ગામમાં વર્ષાઋતુ ગાળી. ચાલિયથી તે રાજગૃહ તરફ ફર્યો. વર્ષાંતે મગધના દરેક ગામમાં ધર્મ પ્રચાર કરવા નિકળ્યો. એક વેળાએ જોયું તો એક હરણ જાળમાં લપટાઈને તેની તરફ સતૃષ્ણ નયનથી જુએ છે; તેથી બુદ્ધની આંખમાંથી આંસુની ધારા પડવા લાગી. ગૌતમના કરૂણ -હૃદયથી આ નૃશંસ દેખાવ કેમ સહન થાય? તે હરણને જાળમાંથી છોડવીને પાસેના એક ઝાડની નીચે ગંભીર ધ્યાનમાં નિમગ્ન થયો. ક્રોધોન્મત્ત વાઘરીએ તેનો પ્રાણ લેવા માટે તીર ફેંક્યું પરંતુ સારે નસીબે તે તીર તેના શરીરમાં લાગ્યું નહિ. વાઘરી આવીને જુએ છે તો એક સુંદર મનુષ્ય ધ્યાનમાં બેઠો છે. તેના મનમાં ભક્તિનો સંચાર થયો, તે સ્તંભિત થઇને પુતળાની પેઠે હાલ્યા ચાલ્યા વગર ઉભો રહ્યો. ધ્યાનાવસાને બુદ્ધ પેલા વાઘરીને મુગો ઉભેલો જોઈને દયા અને પ્રેમની વાત કહેવા લાગ્યો આથી વાઘરીને પોતાના જીવન ઉપર ધિક્કાર છુટયો, તે અનુતાપિત ચિત્તથી પહેલાનાં પાપને માટે

રોતો રોતો બુદ્ધને શરણે ગયો. વાઘરી પોતાના કુટુંબ સમેત તેનો ગૃહસ્થ શિષ્ય થઈને તેણે નીચ વૃત્તિનો ત્યાગ કર્યો. મગધથી ગૌતમે શ્રાવસ્તિમાં જઈને વર્ષાઋતુ ગાળી. હવે તેની ઉમ્મર પંચાવન વર્ષની થઈ હતી. અસધારણ પરિશ્રમને લીધે તે દુર્બળ થઈ પડચો હતો, હવે તે નિયમિત રૂપે ઘેર ઘેર ભિક્ષા માંગવા જઈ શકતો નહોતો. એક શિષ્યને પોતાને માટે ભિક્ષા લાવવાને નિયુક્ત કર્યો. શિષ્ય પોતે ગુરૂનો વિશેષ અનુગ્રહ મેળવીને ગર્વિત થયાથી તેણે આનંદને ત્યારથી પોતાનો ચિરસંગી કરી લીધો. ચાલિયની પાસેના એક જંગલમાં અંગુપાલ નામનો લૂંટારો રહેતો હતો. તેના જુલમથી આસપાસનાં ગામડાં સર્વદા શંકાકુલ રહેતાં હતાં. બુદ્ધ તેનું મન ફેરવવાનો સંકલ્પ કરીને વનમાં ગયો. અને સ્નેહ તથા પ્રેમપાશમાં બદ્ધ કરીને તેને દુષ્કાર્યથી વિરત કર્યો. અંગુપાલ લૂંટારાનો ધંધો છોડી દઈને દેશો દેશમાં દીન ભિક્ષુવેશથી ફરવા લાગ્યો. શ્રાવસ્તિ નગરમાં વિશાખા નામની એક ધનવાન્ સ્ત્રી રહેતી હતી. તેણે બુદ્ધના ઉપર અનુરાગી થઈને પોતાનું યથાસર્વસ્વ ધર્મને માટે ઉત્સર્ગ કર્યું. એણે સાકેત (અયોધ્યા) નગરમાં પૂર્વા

રામ નામનું એક વિહાર બનાવી આપ્યું.

ત્યાર પછી બુદ્ધ ધર્મપ્રચાર કરવા માટે દક્ષિણ દેશમાં ગયો અને પાછા આવવાની વેળાએ કૌશાંબિમાં આવ્યો. ત્યાંના રહેવાસીઓએ દેવદત્તને ઘણો અપમાનિત કર્યો. દેવદત્ત અપમાનનો વિષદંખ સહન કરી નહિ શક્યાથી રાજગૃહમાં ચાલ્યો ગયો; ત્યાં બિંબસારના પુત્ર અજાતશત્રુએ તેને માટે એક વાસભવન બનાવ્યું. થોડા દિવસ પછી બુદ્ધ રાજગૃહમાં આવ્યો. દેવદત્તે એક દિવસે તેની પાસે જઇને કહ્યું, " મારા આધીનમાં એક જૂદો ભિક્ષુદલ સંસ્થાપન કરવાની ઈચ્છા કરી આ ભિક્ષુદલની શાસનપ્રણાલી વધારે કઠોરતર અને વૈરાગ્યના નિયમ વધારે દુષ્કર કરવા જોઇએ." બુદ્ધે દેવદત્તની પ્રાર્થના અગ્રાહ્ય કરી. દેવદત્તે મનમાંને મનમાં એક સ્વતંત્ર સંન્યાસાશ્રમ સ્થાપવાનો સંકલ્પ કર્યો. ત્યાર પછી બુદ્ધની ૭૨ વર્ષની ઉમ્મરે મગધરાજ બિંબસાર પોતાના પુત્ર અજાતશત્રુથી મરણ પામ્યો. બિંબસાર બુદ્ધનો પરમ ભક્ત હતો. તેના જીવિતકાલમાં કોઈ પણ બુદ્ધને કાંઈ હરકત કરી સકતું નહોતું એટલા માટે દેવદત્તે અજાતશત્રુને આ અસ્વાભાવિક નૃશંસ કાર્ય શીખવ્યું.' બિં-

બસારની હત્યા પછી રાજ્યમાં અંધેર થયું. દેવદત્તે સંઘમાં પ્રાધાન્ય મેળવવા માટે છુપી રીતે ત્રણવાર બુદ્ધનો પ્રાણ વિનાશ કરવાનો યત્ન કર્યો હતો. પરંતુ તેમાં તે સફળ થઇ શકયો નહિ. આખરે એક દિવસે વેણુવનમાં બુદ્ધની પાસે જઇને તેણે કહ્યું, " ભિક્ષુઓ નગરમાંથી દૂરવર્ત્તી અનાવૃત મેદાનમાં રહેજો, લોકોનાં ઉતરેલાં જીર્ણ વસ્ત્ર પહેરજો, સર્વદા બારણે બારણે ભિક્ષા માગીને ખાવાનું એકઠું કરજો, કોઈના ઘરનું નિમંત્રણ અથવા કોઈ વિહારમાં આહાર સામગ્રી મોકલે તો તે કબૂલ કરશો ના, અને માછલી અને માંસ ખાતા નહિ, આ કઠોર નિયમ સંઘમાં પ્રચલિત કરો." ગૌતમે કહ્યું, " મારો ઉપદેશ નગરમાં કે વનમાં સર્વત્ર પાલન થઈ શકશે? જો કોઈ કઠોરતર નિયમ પાળવા ઈચ્છે તો તેમાં મારે હરકત નથી પરંતુ તે જરૂર પાળવાજ જોઇએ એમ હું કહેતો નથી; ન્હાની ઉમ્મરના અને કોમળ પ્રકૃતિના સન્યાસીઓ કદી પણ કઠોર નિયમ સહન કરી શકશે નહિ. ભિક્ષુકો દેશના ચાલતા ખોરાક ખાઈ શકે છે. તેઓ બધુંજ ખાય નહિ, એટલુંજ જોવું જોઇએ. તરૂ નીચે રહે કે ઘરમાં રહે, પરિત્યક્ત ચીરખંડ પહેરે

કે મૂલ્યવાન્ પોશાક પહેરે, આમિષ ભક્ષણ કરે કે નિરામિષ ભક્ષણ કરે કે ગમે તેવી અવસ્થામાં પણ મનુષ્યે પવિત્ર રહેવું. સર્વને માટે એક જાતના નિયમ સ્થાપન કર્યાથી નિર્વાણ લાભાર્થીઓના સમૂહને પ્રતિબંધક થાય. નિર્વાણમાર્ગ દેખાડવો એજ મારો એક માત્ર લક્ષ્ય છે. જે વૈરાગ્ય અધ્યાત્મિક અવનતિ આણે એ સર્વ રીતે પરિહાર્ય છે." દુષ્ટમતિ દેવદત્ત પ્રતિહિંસા જર્જરિત થઇને પોતાના વિહારમાંથી ફરી ગયો અને પિતાહન્તા અજાતશત્રુની મદદથી તેણે એક જૂદો આશ્રમ સ્થાપ્યો. પરંતુ દેવદત્ત તે પછી થોડે દિવસે મરણ પામ્યો. ત્યાર પછી પિતૃહન્તા અજાતશત્રુ અનુતાપના વિષમ મારથી પીડિત થઇને બુદ્ધને શરણાપન્ન થયો અને તેનો ધર્મ સંપ્રદાય દેશમાં પ્રતિષ્ઠિત કરવાને માટે યત્ન કરવા લાગ્યો. બૌદ્ધ હોવા છતાં અજાતશત્રુ રાજ્યલોભ રોકી શકયો નહિ, ગૌતમના મૃત્યુના એક વર્ષ પહેલાં બુદ્ધનું સર્વથી મોટું વિહાર ક્ષેત્ર શ્રાવસ્તિ જીતી લીધું અને બુદ્ધના પિતાની રાજ્યધાની કપિલ વસ્તુનો અજાતશત્રુએ નાશ કરી નાખ્યો.



# પ્રકરણ ૮ મું.

## અંતિમ કાલ.

જ્યારે બુદ્ધની ઉમ્મર ૭૯ વર્ષની થઈ ત્યારે વર્ષાકાળ જેતવન વિહારમાં ગાળીને શરદકાલે રાજગૃહની પાસે ગૃધ્રકૂટ પર્વત ગુહામાં એ પહોચ્યો. આ સમયે મગધને પેલેપાર ગંગાના ઉત્તર કિનારાપરના ઉજ્જીયઓને સમૂળ વિનાશ કરવાને માટે અજાતશત્રુ મોટી તૈયારી કરતો હતો. બુદ્ધનું આગમન સાંભળીને અજાશત્રુએ પ્રધાનને તેની પાસે એવું કહીને મોકલ્યો કે "જા બુદ્ધને કહી આવ કે અજાતશત્રુ ઉજ્જીયઓને દેશમાંથી નિર્મૂળકરવા ઈચ્છે છે. આ ખબર સાંભળીને બુદ્ધ જે કહે તે જલદીથી મને કહે" મંત્રીએ બુદ્ધની પાસે જઈને તેને નમસ્કાર કરીને રાજાનો સંદેશો કહ્યો. બુદ્ધ આનંદને સંબોધિને બોલ્યો "આનંદ? જ્યાંસુધી ઉજ્જીયો સર્વદા સાધારણ સભામાં એકત્ર થઇને સર્વ વિષયનો ફેસલો કરશે, જ્યાં સુધી તેઓ આવી રીતે સખ્યભાવથી મિલિત રહેશે અને સર્વ સલાહ કરીને સાધારણ કામ કરશે, જ્યાં સુધી તેઓ વૃદ્ધ અને ધાર્મિકોના પ્રત્યે સન્માન કરશે અને

નારીઓની પ્રત્યે કોઈ પ્રકારના અત્યાચાર નહિ કરશે, જ્યાં સુધી તેઓમાં ધર્મ અને ન્યાયસંગત પ્રાચીન રીતિનો સમાદર રહેશે, ત્યાં સુધી તેઓનો ધ્વંસ થનાર નથી, તેઓ દિવસે દિવસ વધારે સમૃદ્ધિ મેળવશે." ત્યાર પછી મંત્રીની તરફ ફરીને બોલ્યો, "હે મંત્રી! જ્યાં સુધી તેઓમાં ઐક્યતા રહેશે ત્યાં સુધી તેઓનો પરાજય કરવાની આશા રાખશો નહિ."‡ ત્યાર પછી મંત્રીએ કહ્યું, "ત્યારે લઢાઈ કરીને મગધરાજા ઉ-જજીયોને પરાજય કરી શકશે નહિ. કૌશળથી તે-ઓમાં ઐક્યને તોડવાનો યત્ન કર્યાથી મગધરાજાની આશા સફળ થશે." આટલું કહીને મંત્રીએ જવાની રજા લીધી. મંત્રી ગયા પછી બુદ્ધે આનંદને કહ્યું, "ગૃહમાં ભિક્ષુઓને એકઠા કરો, કેવા ઉપાય અવલં-બન કર્યાથી સમાજનું ભલું થાય તે વિશે આજે વ્યા-

---

‡ વૈશાલી રાજ્યમાં આ સમયે સાધારણતંત્ર પ્રતિષ્ઠિત હતું. જેઓ કહે છે કે ભારખંડમાં કદી પણ સાધારણ તંત્રની રીતિ ચાલતી નહોતી તેઓએ આ વિષયપર વિચાર કરીને જોવું જોઇએ; મહાપરિ નિર્વાણ સૂત્રને પહેલે પાનેથી જુઓ.

ધ્યાન કરીશ." ભિક્ષુગણ એકત્ર થયો. બુદ્ધે સર્વને સંબોધીને કહ્યું, "હે ભિક્ષુગણ! જ્યાં સુધી તમે જાહેર સભામાં ટોળે ટોળાં એકત્ર થશો, જ્યાં સુધી સખ્ય ભાવથી ઉઠશો, જ્યાં સુધી સ્થાપેલા નિયમો પાળશો; જ્યાંસુધી મોટેરાનાં વાક્યપર શ્રદ્ધા રાખશો, જ્યાંસુધી તમે વાસનાને તાબે નહિ થશો, જ્યાં સુધી નિર્જ્જન વાસપ્રિય રહેશો, જ્યાં સુધી તમારો સંગ મેળવાને માટે સાધુઓ આવશે, અને તેઓ વગર ક્લેશથી રહી શકશે, ત્યાંસુધી તમારો હ્રાસ નથી. તમે ધીરેધીરે ઉન્નત થશો. હે ભીક્ષુઓ! જ્યાં સુધી તમે સંસારાસક્ત નહિ થશો, જ્યાં સુધી તમે વૃથા વાતચીતમાં ખુશી માનશો નહિ, જ્યાં સુધી આળસુ નહિ રહેશો, જ્યાં સુધી લોકસહવાસનાપ્રિય નહિ થશો, જ્યાં સુધી તમે પાપવાસનાના વશીભૂત નહિ થશો, જ્યાં સુધી તમે પાપીનો સહવાસ ચાહશો નહિ, જ્યાં સુધી તમે થોડી ઉન્નતિ મેળવીને પરિતૃપ્ત રહેશો નહિ ત્યાં સુધી તમારૂં અમંગળ થનાર નથી. હે ભિક્ષુગણ ! જ્યાં સુધી તમે શ્રદ્ધાવાન્ વિનયી, પાપભીરૂ, વિદ્વાન, ઉત્સાહી કર્મિષ્ઠ અને જ્ઞાની થશો, ત્યાં સુધી તમને ભયનું કારણ નથી. જ્યાં સુધી જ્ઞાનચર્ચા, સત્યાનુસંધાન, પરાક્રમ, આનંદ, શાં-

તિ, ગંભીર ધ્યાન અને સુખ દુ:ખમાં અચંચલતા રહેશે; જ્યાં સુધી પાર્થિવ વસ્તુની અને જીવનની અસારતા સમજશો, જ્યાં સુધી પાપનો નિર્ણય કરવાનું સામર્થ્ય હશે, જ્યાં સુધી પવિત્રતા, નિર્મળ ચિત્ત અને નિર્વાણનું ફળ જાણવાની શક્તિ રહેશે, ત્યાં સુધી આપણો પરાજય થનાર નથી. હે ભિક્ષુગણ! જ્યાં સુધી તમે કાર્ય, વાક્ય અને ચિંતામાં દયાળુ રહેશો, જ્યાં સુધી તમે સર્વ વસ્તુ સરખે ભાગે જૂદી કરીને ઉપભોગ કરશો, જ્યાં સુધી તમારામાં જ્ઞાની માણસોની પ્રશંસનીય નિષ્કલંક નિસ્પૃહ ધર્મચર્ચા રહેશે, જ્યાં સુધી સર્વ શોક નિર્વાણકારી પરિત્રાણપ્રદ વિશ્વાસપર આદર રહેશે, ત્યાંસુધી તમારો વિનાશ નથી."* બુદ્ધ ગૃધ્રકૂટ છોડીને જૂદે જૂદે સ્થલે મુસાફરી કર્યાપછી નાલન્દાના† પાવારિક નામના ચ્યુતવનમાં રહેવા લાગ્યો.

---

* મેકસ મૂલરના હાથ નીચે નિકળતા સેક્રેડ બુકસ આફ્ધિઈસ્ટનો નવા ભાગનો અંતર્ગત મહાપરિ નિર્વાણ સૂત્ર ૨–૧૨ પાનું જુઓ.

† નાલન્દા રાજગૃહની ઉત્તરમાં છે. અહિં બૌદ્ધ ધર્મ શિખવાનું એક મોટું વિદ્યાલય હતું. એ સંબંધી ગૂજરાતશાળાપત્ર ૧૮૮૩ જુઓ.

આ ઠેકાણે સારિપુત્ર બુદ્ધને મળવા આવ્યો અને તેણે કહ્યું, " હે ભગવન્ આપના જેવો જ્ઞાની બીજો કહીં પણ નથી, કદી થયો નથી; અને થશે પણ નહિ." આ સાંભળીને બુદ્ધે કહ્યું, " સારિપુત્ર ! તારી વાત અત્યુક્તિથી પરિપૂર્ણ છે. પહેલાં જે સર્વ ધર્માત્માએ જન્મ લીધો છે, ભવિષ્યમાં જેઓ જન્મશે અથવા વર્તમાન સમયમાં જેઓ જીવતા છે તેઓના સંબંધમાં તું શું જાણે છે ? તું વગર જાણે મારા ગુણનું વર્ણન કરે છે."‡ આ વિનયથીજ બૌદ્ધ મંડળ મુગ્ધ થયું હતું. આવો વિનય નહિ હોત, તૃણ સમાન અવનત નહિ થયો હોત તો જગત્માં ધર્મ પ્રચાર શી રીતે કરી સકત !

બુદ્ધ નાલન્દાથી પાટલિ ગામમાં † ગયો. આ સ્થાનમાં ઉજીયોને જીતીલેવા માટે અજાતશત્રુ કિ-

---

‡ મહાપરિ નિર્વાણ સૂત્ર ૧૩ મું પાનું જુઓ.

† આ ગામનું નામ પછીથી પાટલિ પુત્ર થયું હતું અને મગધરાજે રાજગૃહનો ત્યાગ કરીને અહિં રાજધાની સ્થાપી હતી. હાલનું પાટના જે જગાપર વસે છે ત્યાં તે વસતું હતું.

લ્લો બનાવતો હતો, પાટલિના રહેવાસી શિષ્યોએ ઘણી ધામધુમથી ગુરૂદેવની અભ્યર્થના કરી. બુદ્ધે ગામના વિશ્રામાલયમાં બેશીને કહ્યું, "હે ગૃહસ્થો ! અસાધુતાને માટે કુકર્મશીલ મનુષ્ય કેટલી હાનિ સહન કરે છે. અસાધુ માણસનો કોઈ ઈતબાર રાખતા નથી, ગરીબાઈ આવીને તેને ઘેરીલે છે, તેનું દુર્નામ દેશવિદેશમાં ફેલાઈ જાય છે, તે જ્યાં જાય છે ત્યાં ભય કરતો કરતો જાય છે. મૃત્યુકાલે મહા ઉદ્વેગ પૂર્ણ થાય છે, મૃત્યુના પછી ઘણું કલેશ સહન કરે છે. સાધુ પુરૂષોનો સર્વત્ર જય થાય. છે, આ લોકમાં અને પરલોકમાં તેને સુખ મળે છે." પાટલિ ગામથી ગૌતમ ગંગા પાર થઈને કોટિગ્રામમાં ગયો. ત્યાં શિષ્યોને કહ્યું "પૃથ્વીના અહંકારી મનુષ્યો ઘોર ભવસમુદ્ર પાર થવા સારૂ હોડી બનાવે છે પરંતુ સાધુઓ સમુદ્રમાં સંગીન માર્ગનું અવલંબન કરીને પાર થઈ જાય છે" કોટિગ્રામ પરિત્યાગ કરીને થોડોકાલ નાડિક ગ્રામમાં વિશ્રામ કરીને બુદ્ધ પોતાના શિષ્યોની સાથે વૈશાલીના અંબપાલિ કાનનમાં ગયો.

અંબપાલિ નામની વૈશાલી નગરની એક વેશ્યા હતી. ગૌતમ પોતાના બગીચામાં આવ્યો છે આ વાત

સાંભળીને તે ગણિકા સ્વર્ગ મળ્યા જેવા આનંદથી ઉન્મત્ત થઈને તેની પાસે ગઈ અને બીજે દિવસે તેને પોતાને ઘેર ખાવાનું નોતરૂં કરી ગઈ. બુદ્ધ પરમ દયાળુ હતો, પાપી જાણીને તે કોઈને ધિક્કારતો નહોતો. પાપીઓને નિર્વાણ માર્ગ દેખાડવા માટે તે સંન્યાસી થયો હતો. પાપી જાણીને અંબપાલિની પ્રાર્થના અગ્રાહ્ય કરી નહિ. વૈશાલીના પ્રબલ પ્રતાપાન્વિત લિક્ષવિશ વંશના રાજાઓ બુદ્ધના આવવાના સમાચાર સાંભળીને ઘણી ધામધૂમની સાથે તેની પાસે આવ્યા અને બીજે દિવસે રાજભવનમાં ખાવાનું નોતરૂં દીધું. બુદ્ધે કહ્યું, " મેં અંબપાલિના ઘરનું નોતરૂં કબૂલ કર્યું છે." લિક્ષવિશગણ ખેદિત થયા. બુદ્ધે રાજાનું નોતરૂં નહિ કબૂલ રાખતાં સાધુના અગમ્ય વેશ્યાના ઘરમાં જવાનું કબૂલ્યું છે તે સાંભળીને તેઓ દીલગીર થયા. પરંતુ જેઓ ખરા સાધુ છે તેઓ રાજા પ્રજા, ધની નિર્ધન, સાધુ અને પાપી સર્વને સમાન ગણે છે અને ધિક્કારતા નથી. તેનું વિસ્તીર્ણ ઉદાર -હૃદય સઘળાને સમભાવે આલિંગન કરે છે. ગરીબ, દુ:ખી અને પાપીઓની પૃથ્વીના મનુષ્યો ઘણી અવહેલા કરે છે. બીજે દહાડે બુદ્ધ શિષ્યની સાથે અંબપાલિના મકાન

ઉપર ખાવા ગયો. ખાધા પછી અંબપાલિએ અનુતમ પ્રાણથી બગીચો ભિક્ષુઓને સમર્પણ કર્યો.

મૃત્યુ કોઈની પણ મુખાપેક્ષા કરતો નથી. સાધુ અસાધુ, ધની, નિર્ધન સર્વને એ રાત્ર દિવસ પોતાના મુખમાં લે છે. ભિક્ષુઓ ઘણા ખરા ધીમે ધીમે વૃદ્ધ થતા હતા; ઘણાકોના મોંપર મૃત્યુનાં ચિન્હ જણાતાં હતાં. સારિપુત્ર અને મૌદ્‌ગલ્યાયન બુદ્ધના જમણા અને ડાબા હાથના જેવા હતા. મૃત્યુ આવીને તેઓને આ પૃથ્વીમાંથી લઈ ગયું. ભિક્ષુમંડળે દિવસો પાસે આવેલા જોઈને આત્મોત્કર્ષને માટે પ્રાણમન નિયમિત કર્યાં. બુદ્ધે ૮૦ મા વર્ષમાં પગ મૂક્યો, એટલામાં અંતરંગ બે શિષ્યને ગુમાવીને હતબલ થઈ પડ્યો.

ફરી વર્ષાકાલ આવ્યો. બુદ્ધ વૈશાલીની પાસેના પર્વતની તલેટીમાં બેલુન નામના ગામમાં જઈને શિષ્યોને કહ્યું, "તમે તમારી ઈચ્છા હોય તે સ્થાનમાં જઈને વર્ષાઋતુ ગાળો, હું આ ગામમાં રહીશ." વરસાદના કેટલાક દિવસ ગયા, એટલામાં બુદ્ધ ભારે રોગમાં સપડાયો; આખા શરીરમાં અસહ્ય વેદનાથી તેનો પ્રાણ નિકળવાની તૈયારીમાં હતો. પરંતુ અસાધારણ સહનશીલતાથી તે દુઃખ સહન કર્યું. તેણે

જાણ્યું કે હવે વધારે દિવસ બચીશ નહિ પરંતુ ભિક્ષુઓને છેલ્લું કહેવાનું છે તે કહ્યા વગર જો આ લોક છોડું તો તેઓ વિખરાઈ જશે, એવાસ્તે દુર્જય ઈચ્છા શક્તિની પરિચાલના કરીને થોડોક તનદુરસ્ત થયો †

બુદ્ધ આરોગ્યતા મેળવીને એક દિવસ વિહારના પછવાડેના ભાગમાં નિર્જ્જન સ્થાનમાં બેઠેલો હતો, તે વેળાએ આનંદ તેની પાસે આવીને બોલ્યો, " ત-

---

† ઈચ્છા શક્તિના બળથી મનુષ્ય કેવું અદ્ભુત કાર્ય કરી શકે છે, તે અભિમાની ઓગણીસમી સદીનાં જ્ઞાનનું તેજ પ્રકાશિત કરી શકતું નથી. આર્ય ઋષિઓ આ શક્તિના બળથી જડ જગતને કેટલા નિયમાનીત કરતા હતા. આ શક્તિના બળથી ભીષ્મે પોતાનો મૃત્યુકાલ થોભાવ્યો હતો, આ શક્તિની વિભિન્ન મૂર્તિથી કેટલાક અનાહારે નિશ્વાસ પ્રશ્વાસ રોકીને ઘણા કાળ સુધી જીવતા રહી શકતા હતા, કેટલાક આકાશ માર્ગમાં ઉડી શકતા હતા. વધારે શું કહીએ મુસલમાન બાદશાહ બાબર આ શક્તિના બળથી પોતાના પુત્ર હુમાયુનો પ્રાણ બચાવીને પોતે મરણ પામ્યો હતો. વિધાતા માણસને કેટલી જાતની શક્તિ આપીને ઉત્પન્ન કર્યો છે તેનીસીમા કોણ નિર્દ્ધારણ કરે?

નદુરસ્તીની વેળાએ આપની કેવી કાંતિ હતી, રોગમાં તે જતી રહી છે; આપની પીડાની વેળાએ વિચાર કરતાં કરતાં મને અંધારાં આવતાં હતાં પણ આટલો દૃઢ નિશ્ચય હતો કે સંઘની રક્ષા કરવાના ઉપાય કહ્યા-વિના આપ આ લોક છોડીને જશો નહિ.” બુદ્ધે કહ્યું, “ આનંદ ! સંઘ મારી પાસેથી શી આશા રાખે છે, મારે જે કહેવાનું હતું તે તો સર્વ કહ્યું છે, તમારાથી કંઈ છુપું રાખ્યું નથી. જે ધારે છે કે હું સંઘનો અધિનાયક છું, સંઘ મારે આધીન છે તે સંઘ રક્ષાને માટે સુદ્રઢ નિયમો કરી શકે છેપરંતુ હું કદી પણ ધારતો નથી કે હું સંઘનો નેતાછું, સંઘ મારી આજ્ઞાધીન છે. હું હવે ઉમ્મરને લીધે રોગી થયો છું. મને ૮૦ વર્ષ થયાં છે, હવે જીવનકાલ શેષ થયો છે. જેમ ભાગેલી ગાડીને ઘણી સાવચેતથી વાપરવામાં આવે તો તેનો થોડોવાર ઉપયોગ કરી શકાય છે, તેમ સાવધન રહ્યાથી શરીર પણ થોડા કાળ સુધી રહી શકે છે. જ્યારે હું સંસારને વિસારી મુગ્ધ થઈને સમાધિસ્થ થાઉં છું ત્યારે હું તનદુરસ્ત જણાવું છું. તે શિવાય મને ઘણું દુઃખ ઉપજે છે. એટલા માટે આનંદ પોતાનો માર્ગ પોતે સોધી લે. પોતપોતાનો આ-

શ્રય સોધો, બીજાના ઉપર આધાર રાખીશ નહિ. સત્યનો પ્રકાશ લઈને જીવન માર્ગે જા. સત્યને જીવનનો આશ્રય કર, અને બીજા કોઈને પણ આશ્રય સમજીશ નહિ. જ્યાં સુધી જીવતો રહે ત્યાં સુધી ચિંતા અને અધ્યવસાયની સાથે શરીર તૃષ્ણા, ઇન્દ્રિય તૃષ્ણા વગેરેનું દમન કરજે, તે કોઈ જાતનો ક્લેશ ઉપ્તન્ન નહિ કરે તેને માટે યત્ન કર. મારૂં મરણ નિપજશે તો તેમાં શું થનાર છે, જેઓ આ ઉપદેશ પ્રમાણે ચાલશે, તેઓ નિર્વાણ લાભ કરશે†." આનંદ બુદ્ધનો ઘણોજ પ્રિય અને અનુગત શિષ્ય હતો, ગુરૂદેવ હવે વધારે દિવસ જીવશે નહિ આવું મનમાં ધારીને આનંદ રોવા લાગ્યો. તે વેળાએ બુદ્ધે કહ્યું, " જો આનંદ! તમને ઘણીવાર કહ્યું છે કે જન્મ્યાથી મૃત્યુ થશે, જેઓને પ્રાણના કરતાં પણ પ્રિય જાણીએ છિયે તેઓનાથી વિચ્છેદ થશે, એના હાથથી કોઈ છુટશે નહિ. જેઓને પ્રિય વસ્તુના વિચ્છેદથી ક્લેશ થતો નથી તેઓજ મૃત્યુ પર જય મેળવે છે."

ત્યાર પછી બુદ્ધે કહ્યું, "આનંદ! મહાવનના કુટાગાર વિહારમાં ભિક્ષુક મંડળને એકત્ર કર. હું તે-

† મહાપારિનિર્વાણ સૂત્ર ૩૫—૩૯ મું પાનું.

ઓને મારા જીવનની છેલ્લી વાત કહીશ." ભિક્ષુકો ગંભીર ભાવથી એકઠા થયા, ગુરૂ દેવના મોંમાંથી નિકળતી અમૃતમય વાત સાભળવાને માટે સર્વ નિસ્તબ્ધ ભાવથી બેઠા. ભિક્ષકોનું -હૃદય મન જાગ્રત કરીને બુદ્ધે ગંભીર ભાવથી કહેવાનો આરંભ કર્યો, "હે ભિક્ષુગણ! મેં જે ધર્મ પ્રકાશિત કર્યો છે તેનું સંપૂર્ણ રીતે શિક્ષણ મેળવો, સાધન કરો, નિર્વાણ લાભ કરો. અને ઉત્સાહની સાથે ચારે બાજુએ ફેલાવો. આ પવિત્ર ધર્મ ચિરસ્થાયી કરીને કરોડો નરનારીના કલ્યાણ અને સુખનું કારણ થાય. આલોક અને પરલોકવાસીઓના સુખનો વિસ્તાર અને દુઃખ દૂર કરવા માટે આ ધર્મ ફેલાવો. મેં જે સત્ય પ્રકાશિત કર્યું છે તે ફરી ટૂંકામાં તમને કહ્યું છે. ચાર સ્મૃત્યુપસ્થાન, ચાર સમ્યકપ્રધાન, ચાર ઋદ્ધિપદ, પાંચ બળ, પાંચ ઈન્દ્રિય, સાત બોધ્યાંગ અને આઠ માર્ગથી તમને મેં સત્યનું શિક્ષણ આપ્યું છે†. હે ભિક્ષુકગણ! આ પૃથ્વીના સમુદાય પદાર્થ ધીમે ધીમે વૃદ્ધ થઈ જાય છે, તમે પરિત્રાણને માટે જીવ

---

† ચાર સ્મૃત્યુપસ્થાન—શરીરની અપવિત્રતા સ્મરણ, ઈન્દ્રિય બોધ જનિત દુઃખ સ્મરણ, ચિંતાની અનિત્યતા સ્મરણ, પંચદુઃખ સ્કંધ સ્મરણ જેમ કે, રૂપ, વેદના, વિજ્ઞાન, સંજ્ઞા અને સંસ્કાર.

તોડીને યત્ન કરો. હવે વૃદ્ધ થયો છું, મારૂ જીવન ખતમ થવા આવ્યું છે, મારૂં મૃત્યુ પાસે છે, હું તમારી પાસેથી વિદાયગીરિ લઉં છું, તમે ઉત્સાહી, અનુરાગી, પવિત્ર, ધ્યાન પરાયણ અને દઢ થાઓ, સર્વદા આત્માનુસં-

---

ચ્યરિ સમ્યક પ્રધાન–પાપોત્પત્તિ નિવારણનો યત્ન, ઉત્પન્ન પાપ દૂર કરવાનો યત્ન, નવા સાધુભાવ ઉત્પન્ન કરવાનો યત્ન, અને ઉપાર્જ્જન સાધુભાવને વધારવાને માટે યત્ન કરવો.

ચાર ઋદ્ધિપદ–ગંભીર ધ્યાન અને પાપની જોડે સંગ્રામ કરીને અર્હત પદ મેળવવાની દઢ ઈચ્છા, દઢ યત્ન, એ વાસ્તે -હૃદયને તૈયાર કરવું અને વિચાર કરવો.

પંચબળ–વિશ્વાસબળ, ઉત્સાહબળ, સ્મૃતિબળ, ધ્યાનબળ અને જ્ઞાનબળ.

પંચઈન્દ્રિય–વિશ્વાસ, ઉત્સાહ, સ્મૃતિ, ધ્યાન અને જ્ઞાન.

સાત બોધ્યાંગ–વીર્ય, ચેતના, સમાધિ, અનુસંધિત્સા, પ્રીતિ, પ્રશાંતિ અને ઉપેક્ષા.

આઠ માર્ગ–સમ્યક્દષ્ટિ, સમ્યક્સંકલ્પ, સમ્યક્વાક્. સમ્યક્ સદ્વ્યવહાર, સમ્યક્ ઉપજીવિકા આહરણ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્સ્મૃતિ, અને સમ્યક્સમાધિ.

ધાયી થઈને -હૃદયના ઉપર નજર રાખો. જે થાક્યા વિના આ ધર્મનું અનુસરણ કરશે તે જીવન સાગરની પાર થશે, તેનાં તમામ દુઃખ નિર્વાણના પાણીમાં ડુબી જશે." એકઠા થયેલા અર્હત્, ભિક્ષુ શ્રમણ અને શ્રાવકો ગુરૂ દેવના જ્વલંત જીવન્ત પ્રાણપ્રદ અ-મૃત વાક્ય સાંભળીને વિસ્મિત અને સ્તંભિત થઈને મુગા બેઠા, જે ગુરૂદેવ આટલા કાલ સુધી સહાય અને સંગી હતા તે થોડા કાળમાં આ પૃથ્વીમાંથી વિદાયગીરી લેશે, આ ખબર સાંભળીને વજ્રાહતની પેઠે નિસ્પન્દ ભાવથી બેઠા રહ્યા. ત્યારપછી બુદ્ધે એકત્ર થયેલી ભિક્ષુક મંડળીની સામે કાસ્યપને બોલાવીને પોતાનાં વસ્ત્રની સાથે તેના વસ્ત્ર બદલ્યાં અને કહ્યું, "મારા મરણ પછી તમે સ્નેહથી સર્વને ઉપદેશ આપજો."

ત્યારપછી બુદ્ધ વૈશાલીથી છેલ્લી વિદાયગીરી લઇને ધીરેધીરે કુશીનગરની તરફ ચાલ્યો. માર્ગમાં એક દિવસે શિષ્યોને કહ્યું, "મારા મુખથી નિકળેલી કોઈ વાત કહીને મારા મૃત્યુ પછી કોઈ પ્રકાશિત કરે તો તેને જો ધર્મ ગ્રન્થની સાથે ઐક્ય હોય.તો સત્ય જાણજો, નહિ તો તે અગ્રાહ્ય કરજો." વૈશાલીની આસપાસનાં ગામમાં વિશ્રામ કરતાં કરતાં બુદ્ધ અંતે પાવા ગામમાં

આવ્યો. આ ગામમાં ચંડ નામનો એક કનસારો રહેતો હતો, તેના બગીચામાં વિશ્રામ રાખ્યો. બુદ્ધના આવવાના સમાચાર સાંભળીને ચંડ આનંદથી ઉત્ફુલ્લ થઇને પોતાના બગીચામાં ગયો. ત્યાં બુદ્ધની સૌમ્ય મૂર્તિ જોઇને અને તેનો અલૌકિક ઉપદેશ સાંભળીને તેને બીજે દહાડે પોતાના મકાનમાં ભોજન કરવાને નિમંત્રણ કર્યું. ચંડે અન્ન, પિષ્ટક અને સૂકું સુવરનું માંસ કરી રાખ્યું. બુદ્ધનો આવો નિયમ હતો કે જે આપે તેજ ખાવું પરંતુ સન્યાસી જાણીને કોઇ તેને માંસ ખાવા આપતા નહોતા. માંસનો અસ્વીકાર કર્યાથી કદાચ ચંડના મનમાં કલેશ ઉપજે એ વાસ્તે બુદ્ધે કહ્યું, "માંસ મને આપો, બીજા કોઇને આપશો ના." બુદ્ધે કદી પણ માંસાહાર કર્યો નહોતો. વગર ખાધેલું અને હજમ થવાને મુશ્કિલ પડે એવી વસ્તુ ખાધાથી બદહજમી થઈ. પેટની વેદનાથી ઘણો કલેશ થયો, શરીર દુર્બલ થઈ પડયું. તથાપિ પાવા ગ્રામથી કુશીનગર જવા લાગ્યો. માર્ગમાં થાક અને તરશથી ચાલવાની શક્તિથી રહિત થઇને એક ઝાડ નીચે વિશ્રામ કરવા બેઠો. આનંદે પાણી પાઇને તેને જરા તનદુરસ્ત કર્યો. સશિષ્ય બુદ્ધ ફરી ચાલવા લા-

ગ્યો. કુકુષ્ટા નદીને કિનારે જઇને નદીના પાણીમાં નાહીને ઘણોક આરામ મેળવ્યો. નદીપાર થઇને બુદ્ધે આનંદને કહ્યું, " જો કોઈ કહેશે કે ચંડને ઘેર ખાધાથી મારૂં મૃત્યુ થયું છે તો એ વાત સાંભળ્યાથી ચંડના મનમાં ઘણું દુ:ખ થશે. માટે તું ચંડને કહેજે કે સુજાતાના અન્નાહારથી મને બોધિ પ્રાપ્ત થયું અને ચંડના અન્નાહારથી આ સંસારના હાથથી પરિત્રાણ મળ્યું છે. આ બે માણસોજ મારા ખરેખરા હિતકારી બંધુ છે. આ પુણ્યને માટે ચંડની સુકૃતિ સંચિત થઇ છે." નદીતીરથી તે કુશીનગરના‡ ઉપવર્ત્તનમાં મલ્લરાજાઓના શાલ કાનનમાં ગયો. ત્યાં આનંદને બોલાવીને મનની ઘણી વાતો કહેવા લાગ્યો. સ્ત્રીઓના સંબંધમાં કહ્યું, "સ્ત્રીઓની તરફ મોં ફેરવીને જોશો ના. જો કદી પણ તેઓ નજરે પડે તો તેઓની સાથે વાત કરશો ના, જો તેઓ વાત કહે તો સચૈતન્યથી તેઓની વાતનો જવાબ આપજો." તે સમયે નારી જાતિના પ્રત્યે હીન ભાવ હતો, બુદ્ધ યદ્યપિ તેનાથી ઘણો દૂર થયો હતો તથાપિ તે જાતીય હીન

‡ કુશી નગરનું હાલનું નામ કાશિમા છે. એ જગા બનારસથી ૧૧૦ માઈલ ઉત્તર પૂર્વ તરફ છે.

ભાવથી સંપૂર્ણ છુટચો નહોતો. બુદ્ધ પોતાની અં-
ત્યેષ્ટિ ક્રિયા અને સમાધિના સંબંધમાં બોલ્યો હતો
કે " મારા મૃતદેહને નવા વસ્ત્રમાં આચ્છાદિત કરી-
ને તે સાફ કરેલા રૂમાં વીંટાળજો. ત્યાર પછી તેલ-
થી ભરેલા વાસણમાં ડુબાવીને ચિતાના ઉપર બા-
ળી ને તેની રાખ જાહેર જગા પર દાટીને તેના ઉપર
ચૈત્ય બનાવજો. પરંતુ હું તમને કહુંછું કે મારી રા-
ખને સન્માન કરીને તમે પોતે પરિત્રાણનો માર્ગ
બંધ કરશો ના. પોતાના પરિત્રાણને માટે પોતે
યત્ન કરવો જોઇએ. ઉત્સાહ અને અનુરાગની સાથે
પોતાનું કલ્યાણ કરવામાં તત્પર રહેજો*." બુદ્ધનાં
વાકય પૂરાં થતાંજ આનંદ ત્યાંથી રવાના થયો, અ-
ને એક નિર્જન સ્થાપનમાં બેશીને મુગો મુગો રોવા
લાગ્યો, મેં હજી પણ પરિત્રાણ મેળવ્યું નથી. જે શિક્ષા-
ગુરૂ છે તે આ લોકમાંથી વિદાય થાય છે. તે મને
કેટલો ચાહે છે, હાય! મારી હવે શી ગતિ થશે? બુદ્ધે
ચારે બાજુએ નજર કરી પણ આનંદ દેખાયો નહિ.
ત્યારે તેણે એક ભિક્ષુકને કહ્યું, "આનંદ ક્યાં છે? તેને
બોલાવી લાવ." આનંદ જમણા હાથથી આંસુ લો-

---

*મહા પરિનિર્વાણ સૂત્ર ૯૧ પાનું.

હીને આવીને બેઠો. ત્યારે બુદ્ધ ખેદની સાથે બોલ્યો, "ભાઈ આનંદ! હવે રોઇને અસ્થિર થઇશ મા, મેં પણ તને ઘણીવાર કહ્યું છે કે આ સંસાર અનિત્ય છે, અને આ સંસારનો સંબંધ અનિત્ય છે. જન્મ થયાથીજ મૃત્યુ થાય છે, મિલન થયાથીજ વિચ્છેદ થાય છે, એ કોઇથી મટનાર નથી. પ્રિય અને સુખકર વસ્તુથી હમેશાં આપણો વિચ્છેદ થાય છે. એટલા માટે આનંદ હવે ખેદ કરીશ નહિ. તારો અપરિવર્તનીય સ્નેહ, પ્રેમ અને દયાએ મારો પ્રાણ મુગ્ધ કર્યો છે. તારા ગુણની સીમા નથી; સાધનમાં યત્નશીલ થા; પાપ, મોહ અને અજ્ઞાનતાથી રક્ષા પામીશ."

બુદ્ધ ધીમે ધીમે દુર્બલ થતો હતો. આનંદ મલ્લ રાજાઓને બુદ્ધના અંતિમકાલ પાસે આવ્યો છે તેનાં ખબર આપી આવ્યો. રાજાઓ બુદ્ધને જોવા માટે ટોળે મળી આવ્યા. સુભદ્રા નામનો એક બ્રાહ્મણ બુદ્ધને મળવાને અને કેટલાક સંદેહ ભંજનને માટે આવ્યો હતો. આનંદે તેને કહ્યું, " હવે મરવાનો કાલ પાસે છે તેથી તેને ક્લિષ્ટ પ્રશ્ન પૂછીને હેરાન કરશો ના." બ્રાહ્મણે વારંવાર બુદ્ધની પાસે જવાનું કર્યું પણ આનંદ કોઈ રીતે તેને જવા દેતો નહોતો. બ્રાહ્મ-

ણનાં વિનય વચન બુદ્ધને કાને પડ્યા, તેને બ્રાહ્મણને પાસે આણવાને કહ્યું, બ્રાહ્મણે આવીને તેને પૂછ્યું, " આ જગાએ છ જ્ઞાની પુરૂષો છે પરંતુ વિભિન્ન માણસનો વિભિન્ન મત છે કોઈ પણ વિષયમાં તેઓમાં મતનું ઐક્ય નથી. એઓમાં કોણ પ્રકૃત તત્વ શિખવેછે તે પ્રકાશિત કરીને કૃતાર્થ કરો?" બુદ્ધે તેના જવાબમાં કહ્યું, "આ સર્વ પ્રશ્નની મીમાંસા કરવાનો આ સમય નથી. હું તમને ટૂંકામાં આટલુંજ કહું છું કે, જે શિક્ષણમાં આઠ માર્ગના ઉપર સન્માન નથી, જેમાં ધર્મ જીવનનો સમાદર નથી, તે શિક્ષણથી મનુષ્ય કદી પણ પરિત્રાણ પામતો નથી. હું ૨૯ મે વર્ષે ધર્મની સોધને માટે ઘરમાંથી નિકળ્યો છું. એકાવન વર્ષથી ધર્મ લાભ કરી ને હું સત્યરાજ્યમાં વિચરણ કરૂં છું. આ રાજ્ય શિવાય સત્ય લાભનો બીજો કોઇ માર્ગ હું જાણતો નથી." બુદ્ધનો ઉપદેશ શ્રવણ કરીને સુભદ્રા ભિક્ષુશ્રેણીમાં સામીલ થયો.

બુધનો અન્તિમકાલ આવી પહોચ્યો. તે કાનનની અંદર અંધારી રાત્રે તે મૃત્યુ શય્યામાં સૂતો હતો, તથાપિ તેનું વદનમંડળ પ્રશાન્ત અને સુનિર્મળ હતું ચારે બાજુએ ભિક્ષુકો તેના મુખ તરફ જોતા બેઠા

હતા, તેઓના મુખ વિષણ્ણ અને ગંભીર હતાં; બધા માણસો મુગા બેઠા હતા. ચારે બાજુએ ઘણીજ નિ-સ્તબ્ધતા પથરાઈ હતી. એવી વખતે બુદ્ધદેવ ધીરે ધીરે સર્વને સંબોધીને બોલ્યો, "તમે ધારશો ના કે તમારો ગુરૂ પૃથ્વીમાંથી ચાલ્યો ગયો છે, હવે તેની વાત નિકળશે નહિ. મારા મૃત્યુના પછી ધર્મ અને નિયમ તમારો નેતા થાય. મારા મૃત્યુ પછી મોટા-ઓને સ્વામી તરીકે સંબોધન કરજો અને ન્હાનાઓ-ને બંધુ કહીને બોલાવજો. તમારી ઈચ્છા હોય તો ના-ના નાના નિયમ તમને નકામાં લાગે તે કાઢી નાંખજો." આટલું કહેતાંજ તેની વાકશક્તિ બંધ થઈ, થોડીવાર પછી શુદ્ધિમાં આવીને બોલ્યો, "જો તમારી બુદ્ધિ, ધર્મ, સંઘ અને માર્ગ સંબંધમાં કંઈ સંદેહ હોય તો પૂછો, તેવું, સમય હશે તો હું સમાધાન કરી જઈશ." બુદ્ધદેવે ત્રણ વાર આ પ્રશ્ન પૂછ્યો પરંતુ કોઈએ તેનો જવાબ આપ્યો નહિ ત્યાર પછી બુદ્ધ થોડીવાર રહી-ને બોલ્યો, "ભિક્ષુગણ! આમારૂં છેલ્લું કહેવું છે કે માનવદેહ અને શક્તિ ક્ષણભંગુર છે, આ વાક્ય પ્રાણમાં દૃઢરૂપે અંકિત કરીને પરિત્રાણને માટે યત્નશીલ થાઓ." આ વાત કહીને તે મુગો રહ્યો, ચિરકા-

સને માટે તેની જિહવા બંધ થઈ ગઈ, ક્રમે તેની ચેતના વિલુપ્ત થઈ. બુદ્ધદેવે નશ્વર દેહનો ચિર દિવસને માટે પરિત્યાગ કર્યો. જે સૂર્ય ભારતાકાશમાં મહા પ્રકાશ વિકીર્ણ કરીને બોલતો હતો તે આજ નિર્વાણ પામ્યો. જેણે ભારતમાં ઘેર ઘેર ધર્મ વિપ્લવ કર્યો હતો, તે આજ કાલસાગરમાં ડુબી ગયો.

બુદ્ધને અચેત થયલો જોઈને આનંદે રોઇને અનિરૂદ્ધને કહ્યું. "જુઓ સ્વામી! ગુરૂદેવ હવે આ લોકમાં નથી." અનિરૂદ્ધે કહ્યું, "ગુરૂદેવ હજીપણ જીવતા છે, તેઓ ધ્યાન મગ્ન થઈ ઇન્દ્રિય બોધાતીત થયા છે!" થોડીવારે સર્વે જાણ્યું કે હવે આ લોકમાં ગુરૂદેવ નથી. શોક દુઃખાધીન ભિક્ષુઓ બુમો પાડીને રોવા લાગ્યા, તે અંધારી રાત્રની ઘોર નિસ્તબ્ધતા ભંગ કરીને ક્રંદનધ્વનિ આકાશમાં ફેલાવવા લાગ્યો—દુઃખ શોકાતીત સ્થવિર અર્હત્ ગણ અવિચલિત ચિત્તથી આવીને સર્વને સાંત્વના આપવા લાગ્યા. એટલામાં પ્રભાત થયું; આનંદે મલ્લ રાજગણને બુદ્ધના મૃત્યુના સમાચાર આપ્યા. મૃત્યુ પછી સાતમે દિવસે રાજાઓએ સુગંધિ કાષ્ટથી ચિતા ગોઠવીને તેના ઉપર મૃતદેહ સ્થાપન કર્યું. મહાકાશ્પ એટલામાં

શિષ્યોની સાથે કુશીનગરની તરફ જતો હતો, તે ગુરૂના મરણના સમાચાર સાંભળીને સ્મશાન ક્ષેત્રમાં આવ્યો; અકાલે ગુરૂને ગુમાવ્યાથી શિષ્યો રોતા હતા. તેઓમાં સુભદ્રા નામનો એક શિષ્ય હતો‡, તેણે કહ્યું, "ભાઈઓ! હવે રોશો ના જ્યાં સુધી ગુરૂ દેવ જીવતા હતા, ત્યાં સુધી અન્યાય કર્યાથી આપણને કેટલો તિરસ્કાર સહન કરવો પડતો હતો, સર્વદા ભયથી આપણે દિવસ ગાળતા હતા—હવે ગુરૂનું મૃત્યુ થયું છે જે કરવાની ઈચ્છા હોય તે કરી શકશો એટલામાટે હવે ખેદ કરશો ના." આવાં શોકની વેળાએ આ નીચ વાક્ય સાંભળીને શિષ્યોએ તિરસ્કારની સાથે તેનો સંગ છોડી દીધો. મહાકાસ્યપ પ્રમુખ પાંચસો શિષ્ય ગંભીર ભાવથી મૃતદેહને ત્રણવાર પ્રદક્ષિણા અને વંદના કરીને ચિતા પ્રજ્વલિત કરી. ભડ ભડ અગ્નિ બળવા લાગ્યો- અસાર નશ્વર દેહ જોતાં જોતાં બળી ગયો. જે શરીરનું ઘણું સૌન્દર્ય હતું તેમાં કેટલાક હાડકાં માત્ર રહ્યાં. જે દેહ સારૂ મનુષ્ય આટલુ ગૌરવ કરે છે, જે દેહ રક્ષાને માટે મનુષ્ય અનંત જીવનની હજારો દુર્ગતિ આણે છે, જે દેહના ઈ-

‡ આ સુભદ્રા નર સુંદર તનય હતો.

ન્દ્રિયગણની સેવાને માટે મનુષ્ય ઘોર કલંકમાં મગ્ન થાય છે, તે દેહનું તો આ પરિણામ છે. બુદ્ધદેવે જીવિતમાં દેહને અસાર તરીકે ત્યાગ કર્યો હતો. મૃત્યુથી તેના અવિનશ્વર આત્માએ દેહ પિંજરમાંથી જઈને અનંત સ્વતંત્રતા મેળવી—તેનો અમર આત્મા તે દેશમાં ચાલ્યો ગયો કે, જ્યાં ચિરશાંતિ, અને ચિરપ્રેમ છે, જ્યાં મિલન પછી વિચ્છેદ નથી, જ્યાં સુખમાં દુઃખ નથી, અને પ્રેમમાં અતૃપ્તિ નથી, જ્યાં વાસના નથી, તૃષ્ણા નથી અને જ્યાં સર્વ કામનાનું નિર્વાણ છે. શિષ્યો તેનાં હાડકાં અને રાખ સુગંધી પુષ્પમાં આચ્છાદિત કરીને નાચતાં નાચતાં નગરમાં લઈગયા. ગુરૂદેવના મૃત્યુના સમાચાર સાંભળીને રાજગૃહ, વૈશાલી, કપિલવસ્તુ, અલકાપુરી, રામગ્રામ, ઉત્પદ્વીપ, પાવા અને કુશીનગરમાંથી શિષ્યો આવીને તેની વધેલી રાખ લઈ ગયા અને સન્માનની સાથે તે દાટીને તેના ઉપર ચૈત્ય નિર્માણ કર્યાં.

કરાલ કાળે નિર્દય હાથથી દયાના અવતાર બુદ્ધદેવની કરૂણા મૂર્ત્તિ જગત્માંથી હરી લીધી. પરતુ તેનું નામ તિરોહિત કરવાને કૃતાન્ત સમર્થ થયો નહિ. બુદ્ધદેવને આ લોકનો પરિત્યાગ કર્યે ૨૪૦૦ વર્ષ થ-

યાં તોપણ હજી સુધી પચાસ કરોડ માનવ સંતાન તેના નામથી મત્ત થાય છે, નાચે છે, હસે છે, રૂવેછે. હજીપણ નિરક્ષર જંગલી અને ભીષણ નેપાલ, તાતાર અને ટિબેટવાસીઓ દુરતિક્રમ્ય અભ્રભેદી પર્વતના શિખરની છાયામાં અથવા દુર્ભેદ્ય ગાઢા વનમાં સુસભ્ય ચીન અને જાપાનવાસીઓ નિર્માણ કૌશલ સંપન્ન સુવિસ્તીર્ણું ધર્મ મંદિરમાં, મૃદુ અને નિરીહ સ્યામ, બ્રહ્મદેશના લોક અને સિંહલવાસીઓ તાલીવનની લીલી છાયામાં બેશીને, સંસારને વિસારી દઈ મુગ્ધ થઈને વિસ્મિત અન આનંદિત મનથી ઉત્સાહિત શરીરે, બુદ્ધદેવમાં મુખમાંથી નિકળેલાં અમૃતમય વાક્ય, પરિત્રાણનો એક માત્ર ઉપાયસમજીને સાંભળે છે. સુધરેલી અને જંગલી જાતિએ અવનત વદનથી બુદ્ધનો પ્રચારિત ધર્મ ગૃહણ કર્યો છે. જેણે પૃથ્વીમાં મહા વિપ્લવનો આરંભ કર્યો છે તે એ અસાધારણ માણસો હતો એમાં શું કાંઈ સંદેહ છે

ઈતિ.

